ગુજરાતી ભાષાનું

# બાળવ્યાકરણ

(નવી રૂઢી પ્રમાણે).

કર્તા


**છોટાલાલ મુળજીભાઇ મરીઆ,**

અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાંથી પસાર થયેલા શિક્ષક,
બાલાસિનોરની સરકારી નિશાળના માજી માસ્તર અને
હાલમાં ભરડા ન્યુ હાઇ સ્કૂલના ગુજરાતી માસ્તર.


સુધારા અને વધારા સાથે

**આવૃત્તિ ચોથી.**


છપાવી પ્રસિદ્ધ કરનાર,

**હોમી, સોરાબની કુંપની,**

( મરહુમ ફરદુનજી એ. કગાળીના છોકરાઓ ).

પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર,

ચંદનવાડી, મુંબઇ, નં૦ ૨.

કીંમત આઠ આના.

૧૯૩૯.

# ગુજરાતી ભાષાનું

# બાળવ્યાકરણ

## (નવી રૂઢી પ્રમાણે).

કર્તા

**છોટાલાલ મુળજીભાઇ ધરીઆ,**

અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાંથી પસાર થયેલા શિક્ષક,
બાલાસિનોરની સરકારી નિશાળના માજી માસ્તર અને
હાલમાં ભરડા ન્યુ હાઇ સ્કૂલના ગુજરાતી માસ્તર.

સુધારા અને વધારા સાથે

**આવૃત્તિ ચોથી.**

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**હોમી, સોરાબની કુંપની,**

( મરહુમ ફરદુનજી બે. કરાણીના છોકરાઓ ).

પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર,
ચંદનવાડી, મુંબઇ, નં૦ ૨.

કીંમત આઠ આના.

૧૯૩૯.



ગુજરાતી [illegible]



# હોમી, સોરાબની કુંપની,

(મરહુમ ફરદુનજી એ. કરાણીના છોકરાઓ)

પુસ્તકો વેચનારા તથા પ્રગટ કરનારા,

"સુલતાન મનઝીલ" ચંદનવાડી, મુંબઇ નં૦ ૨,





આ પુસ્તક દીનશાહ શાપુરજી મસાનીએ મેશર્સ હોમી, સોરાબની કુંપની વતી એ. ફ. કરાણી માટે ધી ફ્રશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસ, નં૦ ૧૯, બેંક સ્ટ્રીટ, ક્રોસ લેન, કોટ, મુંબઇમાં છાપ્યું છે.

---

તા૦ ૧ લી જુન ૧૯૩૯.

---

# પ્રસ્તાવના.

ગુજરાતી ભાષાનાં કેટલાંક વ્યાકરણો અત્યારસુધીમાં લખાએલાં છે, તેનાથી આ પુસ્તકની યોજના એક જુદીજ તરેહની રાખવામાં આવેલી છે. આ યોજનામાં જે જે વિષયો શિષ્યોની શકિતને લાયક છે, તે તે નવી શિક્ષણ પદ્ધતિને અનુસરી આપેલા છે. જાણીતી બાબત ઉપરથી અજાણ્યા ઉપર જવાના હેતુને કિન્ડરગાર્ટન પદ્ધતિ પ્રમાણે મુખ્ય સ્થાન આપી, બાળકો પોતાની અક્કલનો ઉપયોગ કરી સરળતાથી સચોટ જ્ઞાન મેળવી શકે, તેવી યોજના કરવા તરફ ખાસ લક્ષ આપવામાં આવેલું છે.

ભાષાનું સારૂં જ્ઞાન મેળવવા તથા શુદ્ધ અને સંસ્કારી ભાષા લખવાને વ્યાકરણના અભ્યાસની જરૂર છે. તેને જો કઢંગી રીતે શીખવવામાં આવે તો બાળકોને તે કંટાળા ભરેલો ને બોજારૂપ થઇ પડે છે અને શીખવામાં ધ્યાન આપતાં નથી, તેથી મારા લાંબા વખતના શિક્ષણ ખાતાના અનુભવ ઉપરથી મને શીખવવામાં જે જે મુશીબતો નડેલી તે તે વિચારી, આ વિષય સરળ અને રસિક કેમ થઇ શકે તે તરફ ધ્યાન આપી, આ પુસ્તકની યોજના કરવામાં આવેલી છે, તે બાળકોને સરળ અને રસિક થઇ પડશે તો કર્તા પોતાનો હેતુ સફળ થયેલો માનશે.

આ વ્યાકરણની યોજનાના ત્રણ ભાગ કરેલા છે. પહેલો ભાગ વ્યાકરણની શરૂઆત કરનારાં બાળકો માટે છે, બીજો ભાગ પ્રાથમિક શાળાઓના ચોથા–પાંચમા ધોરણોના વિદ્યાર્થીઓને માટે છે; અને ત્રીજો ભાગ તે ઉપરનાં ધોરણો તથા ઇંગ્રેજી શાળાઓના વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડે તેટલા માટે યોજેલો છે.

જોડાક્ષરનું જ્ઞાન વ્યાકરણની શરૂઆત કરનારાં બાળકોને કેટલીક વખત તેમની શક્તિ ઉપરાંત થઇ પડે છે, માટે આ પુસ્તકના

આરંભમાં શબ્દોના વર્ગોનું સહેલાઇથી જ્ઞાન બાળકોને થાય, તે પછી જોડાક્ષરનું જ્ઞાન આપવાની ગોઠવણને અનુમોદન આપેલું છે.

આ પુસ્તકમાંના દરેક પાઠ શીખવવામાં જોઇતાં દૃષ્ટાંતો આપેલાં છે, પણ તે પાઠો પાકા થાય ત્યાંસુધી શિક્ષકે નવાં નવાં દૃષ્ટાંતો બાળકો પાસે શોધાવવાં. તે પછી આગળ ચાલવું અને દરેક નવો પાઠ શરૂ કરવા પહેલાં શીખવેલી બાબત બાળકનાં મનપર ઠસી છે કે નહિ, તેની પ્રશ્નો વડે ખાતરી કરવી એ એક ઉત્સાહી શિક્ષકની ઉત્તમ શિક્ષણ પદ્ધતિની ખુબી છે.

આ પુસ્તકમાં સૂચનાઓ આપેલી છે, તે કંઇ બાળકોને માટે નથી પણ શીખવનારને મદદ માટે છે, તો પણ ઉમંગી બાળકોને તે વાંચવાથી ફાયદો થશે.

આ પુસ્તકમાં જે પદચ્છેદ આપેલું છે તે વ્યાકરણ શિખવામાં શિષ્યવર્ગને હિતકારક અને ઉપયોગી થઇ પડે તેટલા માટે છે. શિષ્યોએ બીજાં નવાં નવાં વાકયોનું પદચ્છેદ એજ રીતને અનુસરી કરવાનું છે.

આ વ્યાકરણનો વિષય એવો છે કે તે ગમે તેટલી સંભાળથી લખવામાં આવે, તોપણ તેમાં કંઇ બાબત રહી જવાનો કે કોઇ પ્રસંગે મતભેદ પડવાનો સંભવ રહે એ સ્વાભાવિક છે, માટે બાળકોના હિતની ખાતર અનુભવી શિક્ષકો આ વ્યાકરણની બાબતમાં પોતાની સૂચનાઓ જણાવશે તો પ્રગટ કર્તા અને બાળકો ઉપર તેમનો મોટો ઉપકાર થશે.

મુંબઇ,
જુન ૧૯૨૨.

છોટાલાલ મુળજીભાઇ ધરીઆ,
ભરડા ન્યુ હાઇ સ્કૂલના શિક્ષક.

---

# બીજી આવૃતિની પ્રસ્તાવના.



ગયાં ચારેક વર્ષ ઉપર ગુજરાતી ભાષાનું એક સરળ વ્યાકરણ તૈયાર કરવા ગુજરાતી ભાષાના વિલાસી મારા મિત્રો તરફથી મને કહેવામાં આવ્યું હતું, તે ઉપરથી મારૂ મન તે પુસ્તક રચવા તરફ આકર્ષાયું, અને મેં મારાં અલ્પ સામર્થ્ય તથા શકિત અનુસાર ગુજરાતી ભાષાનું બાળવ્યાકરણ રચી તેને પહેલી આવૃતિ તરીકે બહાર પાડયું હતું. એ પુસ્તકમાં જુની પદ્ધતિને બાજુપર રાખી તદ્દન નવી શૈલીપર બાળકોની બુદ્ધિનો વિકાશ થાય તેવી સરળ યોજના રાખવામાં આવી હતી.

આ બીજી આવૃતિ રચવામાં શિષ્ય વર્ગ તથા શિક્ષકોની શકિત લક્ષમાં રાખી, તે માંહેલા વિષયના વિવેચનમાં કેટલેક ઠેકાણે યોગ્ય સુધારો વધારો કરવામાં આવ્યો છે. આમ કરવામાં પુસ્તકના કદમાં વધારો થયા છતાં પણ કિંમતમાં ઘટાડો કરવામાં આવેલો છે.

આ પુસ્તક વધુ ઉપયોગી થઇ પડે તેટલા સારૂ પુસ્તકને અંતે વધારા તરીકે વાકયપૃથક્કરણ, સંધિ, સમાસ અને વિરામચિહ્ન વગેરેનું વિવેચન આધુનિક આવશ્યકતા પ્રમાણે કરવામાં આવેલું છે. ગુજરાતી ભાષામાં સંધિ અને સમાસનો ઉપયોગ સંસ્કૃત ભાષામાંથી દાખલ થયો છે. સંસ્કૃત ભાષામાં તેનો ઉપયોગ ઘણો છે, પણ ગુજરાતી ભાષામાં તેનો ઉપયોગ ઓછો છે, તોપણ જીજ્ઞાસુ વિદ્યાર્થીઓને તે ઠીક થઇ પડે એ હેતુથી ખપ પુરતી હકીકતનો સમાવેશ આ નવી આવૃતિમાં કરવામાં આવેલો છે.

કેટલાક શિક્ષકો વ્યાકરણનો વિષય શીખવવામાં આ પુસ્તકને એક સાધન રૂપ ગણે છે, અને આ પુસ્તકનો ફેલાવો દિવસે દિવસે

વધતો જાય છે. તેથી આ નવી આવૃતિમાં સુધારો વધારો કરવામાં પુરતી સંભાળ રાખવામાં આવેલી છે.

શિક્ષકે આ પુસ્તકનો પહેલો ભાગ શીખવ્યા પછી જે નવા પાઠો શીખવવામાં આવે તે પાઠોની હદ સુધીનું પદચ્છેદ વર્ગમાં ચાલતી વાચનમાળાની ચોપડીમાંથી વાક્યો આપી કરાવતા જવું. આથી બાળકોનું આ બાબતનું જ્ઞાન તાજુ ને તાજુ રહેશે.

આ પુસ્તકની પ્રથમ આવૃતિને ગુજરાતી ભાષાના પોષક શિક્ષકો અને વિદ્યાર્થીઓ તરફથી જે આદર આપવામાં આવ્યો છે, તેને માટે તેમનો આભાર માનવામાં આવે છે. આ નવી આવૃતિનો પણ તેવોજ સત્કાર થશે એવી આશા રાખવામાં આવે છે.

આ પુસ્તકની નવી આવૃતિ બહાર પાડવામાં વ્યાકરણના વિષયપર રચાએલાં કેટલાંક માન્ય પુસ્તકોને વાંચી વિચારવામાં આવેલાં છે, તેને માટે તે પુસ્તકોના કર્તાઓનો આભાર માનવામાં આવે છે.

મુંબઇ, ૧૦ મી જુન ૧૯૨૬. } કર્તા, છોટાલાલ મુળજીભાઇ ધરીઆ.

---

**આવૃતિ ત્રીજી ને ચોથી:**—આ બાળવ્યાકરણ બાળકોને રસિક અને સહેલું થઇ પડવાથી સુધારા વધારા સાથે તા૦ ૧-૧-૩૨ ના રોજ તેની ત્રીજી આવૃતિ બહાર પાડવામાં આવી હતી તેની પ્રતો તો થોડા સમયમાં ખલાસ થઇ ગઇ, તેથી આ ચોથી આવૃતિને બહાર પાડવાની જરૂર પડી છે. આમ આ પુસ્તકનો જલદીથી ઉપાડ થતો જાય છે, એજ તેની આવસ્યકતા કેટલી છે તે બતાવી આપે છે; એટલે હવે તે સંબંધે વિશેષ પ્રસ્તાવનાની જરૂર રહેતી નથી.

મુંબઇ, તા૦ ૧-૬-૩૯ } કર્તા, છો. મુ. ધ.



# ગુજરાતી ભાષાનું બાળવ્યાકરણ.



## અનુક્રમણિકા.

વિષય. —— પૃષ્ઠ.

### ભાગ ૧લો.



### ભાગ ૨જો.

## ભાગ ૩જો.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| પાઠ ૧૩મો—કૃદન્તના પ્રકાર. | |
| ,, —(૧) કૃદન્ત નામ ... ... ... | ૧૧૨ |
| પાઠ ૧૪મો—(૨) કૃદન્ત વિશેષણ ... ... ... | ૧૧૩ |
| પાઠ ૧૫મો—(૩) કૃદન્ત અવ્યય ... ... ... | ૧૧૫ |
| પાઠ ૧૬મો—યાદ રાખવાજોગ પાઠો ... ... | ૧૧૭ |
| પાઠ ૧૭મો—પદચ્છેદના નમુના ... ... ... | ૧૨૦ |

## વધારો.

| | |
|---|---|
| પાઠ ૧લો—વાકય પૃથક્કરણ ... ... ... | ૧૨૬ |
| પાઠ ૨જો—સ્વર વિચાર ... ... ... | ૧૨૮ |
| પાઠ ૩જો—વ્યંજન વિચાર ... ... ... | ૧૨૮ |
| પાઠ ૪થો—સંધિ. | |
| ,, —(૧) સ્વર સંધિ ... ... ... | ૧૩૦ |
| પાઠ ૫મો—(૨) વ્યંજન સંધિ ... ... ... | ૧૩૨ |
| પાઠ ૬ઠ્ઠો—(૩) વિસર્ગ સંધિ ... ... ... | ૧૩૪ |
| પાઠ ૭મો—સમાસ ... ... ... ... | ૧૩૬ |
| પાઠ ૮મો—વિરામ ચિહ્ન ... ... ... | ૧૩૮ |



# ગુજરાતી ભાષાનું બાળવ્યાકરણ.

## ભાગ ૧ લો.

### પાઠ ૧ લો.

#### નામ.

નીચેનાં વાક્યોમાં એવા શબ્દો બતાવો કે જે માણસ, જનાવર, વનસ્પતિ, જગા અને ચીજો વગેરે દેખાડતા હોય.

૧ રામ આવે છે. ૨ ઘોડો દોડે છે. ૩ પોપટ ઉડે છે. ૪ ઝાડ મોટું થાય છે. ૫ સોરાબજી કાગળ લખે છે. ૬ એક શિયાળ હતું. ૭ શિક્ષક બેઠા છે. ૮ મગન અને મોતી ભલા છે. ૯ તમારે મેલાં કપડાં પહેરવાં નહિ. ૧૦ મુંબઇ શહેર મોટુ છે.

**વ્યાખ્યા**—પ્રાણી, વનસ્પતિ, જગા અને પદાર્થ વગેરે ઓળખાવનાર શબ્દને વ્યાકરણમાં **નામ** કહે છે.

**સૂચના**—કેટલાંક નામ મનથી એટલે વિચાર કરવાથી સમજાય એવાં છે. જેવાંકે—સાચાઇ, હોંશિયારી, ઉદ્યોગ. આળસ, રમત, વાંચન, ભજન, અને અક્કલ

આ ઉપરાંત નામની બીજી હકીકત આગળ આપવામાં આવશે. અત્યારે તો બાળકો પોતાની મેળે નામના શબ્દો ઓળખી શકે એ મુખ્ય હેતુ આ પાઠ શીખવવાનો રાખેલો છે, માટે શિક્ષકે બીજાં ટુંકાં ટુંકાં વાક્યો આપી તેમાંથી **નામ** બરાબર ઓળખતાં શીખવવાં તે પછી વ્યાખ્યા બતાવવી.

## અભ્યાસ પાઠ ૧.

નીચેનાં વાકયોમાંથી **નામ** દેખાડો.

૧ મોહનને બોલાવો. ૨ મોતીલાલ આવ્યા. ૩ વરસાદ પડશે. ૪ તળાવ ભરાશે. ૫ કેરી પાકે છે. ૬ ચોકબાઇ સૌને ગમે છે. ૭ બ્રાહ્મણે વિચાર્યું. ૮ સાબર દોડી ગયું. ૯ સોનું પીળું છે. ૧૦ મેલાં કપડાં પહેરવાં નહિ.

## અભ્યાસ પાઠ ૨.

માણસ, પશુ અને પક્ષી વગેરે પ્રાણીઓમાંથી એક એક **નામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

## અભ્યાસ પાઠ ૩.

ઝાડ, છોડવા અને વેલા વગેરે વનસ્પતિમાંથી એક એક **નામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

## અભ્યાસ પાઠ ૪.

તમારી નિશાળમાં જે જે ચીજો વપરાતી હોય તેનાં **નામ** લખો.

## અભ્યાસ પાઠ ૫.

શહેર, નદી, ડુંગર અને મકાન વગેરે જગાઓમાંથી એક એક **નામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

## અભ્યાસ પાઠ ૬.

પેન, પત્થર, ખડીઓ, કાગળ અને સોનું વગેરે પદાર્થોમાંથી એક એક **નામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

## અભ્યાસ પાઠ ૭.

હોંશિયારી, આળસ, ઉદ્યોગ, વાચન અને અક્કલ વગેરે મનથી સમજાય એવાં નામોમાંથી એક એક **નામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૮.

નીચેનાં વાક્યોમાંની ખાલી જગા **નામથી** ભરો.

૧ આંબાના ઝાડને ... થાય છે. ૨ ... ને તરતાં આવડે છે. ૩ નવલ રોજ ... જાય છે. ૪ ... દાખલા શીખવે છે. ૫ બગલાએ ... ખાવા ફાંફાં માર્યાં. ૬ ગાય ... ખાય છે. ૭ પક્ષી ... બાંધે છે. ૮ ... શહેર મોટું છે. ૯ મગનમાં ઘણી ... છે. ૧૦ તમે પરમેશ્વરનું ... કરો છો.

---

## પાઠ ૨ જો.

### ક્રિયાપદ.

નીચેનાં વાક્યોમાં એવા શબ્દો દેખાડો કે જે માણસ અને જનાવરનું **કામ** અથવા તેમની તથા પદાર્થોની **હાલત** બતાવતા હોય.

૧ છોકરો જાય છે. ૨ ગાય ચરે છે. ૩ રામ શીખે છે. ૪ તારા ચળકે છે. ૫ સૂર્ય ઊગે છે. ૬ મોતીલાલ બેસે છે. ૭ તમારી ચોપડી ફાટેલી છે. ૮ વરસાદ વરસે છે. ૯ તેણે ગાડી ભાંગી. ૧૦ રૂપીઆ ખખડે છે.

**વ્યાખ્યા**—જે શબ્દો **કામ ( ક્રિયા )** અથવા **હાલત** બતાવે છે તે શબ્દોને વ્યાકરણમાં **ક્રિયાપદ** કહે છે.

**સૂચના**—ક્રિયાપદ વાક્યનો અર્થ પૂરો કરે છે, એના વગર વાક્ય પૂરૂં થતું નથી. જેમ—છોકરો દોડતો, હીરાલાલને વાંચતાં. આ દાખલાઓમાં દોડતો, વાંચતાં એ શબ્દો ક્રિયા બતાવે છે ખરા, પણ તેથી ક્રિયાનો અર્થ પૂરો

થતો નથી; માટે તેવા ક્રિયાવાળા શબ્દોની સાથે છોકરો દોડતો **હતો**, હીરાલાલને વાંચતાં **આવડે છે.** આમ ક્રિયાપદ મૂકવાથી વાકયનો અર્થ પૂરો થાય છે. ક્રિયાપદનો બોલ ઘણું કરીને વાકયને છેડે આવે છે, તેમાં હુકમ કરવામાં તો છેડે આવે છેજ. જેમ—તું ઘેર જા, છગનલાલને બોલાવ.

### અભ્યાસ પાઠ ૯.

નીચેનાં વાકયોમાંથી **ક્રિયાપદ** દેખાડો.

૧ ઘોડો દોડે છે. ૨ સોનું ચળકે છે. ૩ કુતરો ભસે છે. ૪ તમે ખાઇને આવજો. ૫ તું સાચું બોલે છે. ૬ હું સુરત જઇશ. ૭ તમે ઘેર જાઓ. ૮ અભેસીંગને ખોટું લાગ્યું. ૯ ત્યાં એક દહેરૂં હતું. ૧૦ ગાય દૂધ આપે છે.

### અભ્યાસ પાઠ ૧૦.

માણસનું **કામ** કે **હાલત** બતાવનાર **ક્રિયાપદ** આવે તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૧૧.

જનાવરનું **કામ** કે **હાલત** બતાવનાર **ક્રિયાપદ** આવે તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૧૨.

પદાર્થની **હાલત** બતાવનાર **ક્રિયાપદ** આવે તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૧૩.

નામની સાથે **ક્રિયા** બતાવનાર શબ્દ આવે, પણ વાકયનો અર્થ પૂરો કરે નહિ તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૧૪.

વાક્યમાં ક્રિયાપદ છેડે આવે તેવાં પાંચ વાક્યો લખો.

### અભ્યાસ પાઠ ૧૫.

**આજ્ઞા** કરવામાં વપરાતાં **ક્રિયાપદ** આવે તેવાં પાંચ વાક્યો લખો.

### અભ્યાસ પાઠ ૧૬.

નીચેનાં વાક્યોમાંની ખાલી જગા **ક્રિયાપદથી** ભરો.

૧ જમશેદ ગાયન .... ૨ છોકરા પાઠ .... ૩ છગનલાલને લખતાં .... ૪ ઘોડો ચણા .... ૫ તેણે ખુરશી .... ૬ પોપટ .... ૭ ગધેડાએ લાત .... ૮ તમે ચોપડી .... ૯ હું રોટલી .... ૧૦ તમે પરમેશ્વરનું ભજન ....

---

## પાઠ ૩ જો.

### સર્વનામ.

નીચેનાં વાક્યોમાં એવા **શબ્દો** દેખાડો કે જે **નામની** જગાએ વાપરેલા છે.

૧ છોકરો બેઠો છે, તે વાત કરે છે. ૨ મોહન, હવે તું ઘેર જા. ૩ કલકત્તા હિંદુસ્થાનમાં છે, તે એક મોટું શહેર છે. ૪ છોકરાં સુરત ગયેલાં છે, ત્યાંથી તેઓ આજે આવશે. ૫ સુરેશનો હાથ દુખે છે, તેથી તેનાથી લખાશે નહિ. ૬ છોકરાઓ, તમે બેસી જાઓ. ૭ મારૂં નામ હીરાલાલ છે. ૮ રામ ને લક્ષ્મણ રાવણ સાથે લડ્યા, તેમાં તેમની જીત થઇ. ૯ અલ્યા છગન, તારા બાપ ભલા છે. ૧૦ જગાના બાપા ભૂખ્યા હતા, તેથી તેમણે જમી લીધું.

**વ્યાખ્યા**—જે શબ્દ **નામની** જગાએ વપરાય છે, તે શબ્દને વ્યાકરણમાં **સર્વનામ** કહે છે.

**સૂચના**—**હું**, **હમે**, અમે, **આપણુ** અને **આપણે** વગેરે **સર્વનામ**, બોલનાર પોતાનાં નામની જગાએ વાપરે છે. **તું**, **તમે**, **તારી** અને **તમારી** વગેરે **સર્વનામ**, જેની સાથે વાત કરતા હોય તેના નામની જગાએ વાપરે છે; **તે**, **તેઓ**, **તેણે** અને **તેઓએ** વગેરે **સર્વનામ**, બે માણસો વાત કરતાં ત્રીજા માણસના નામની જગાએ વાપરે છે. આ સિવાય '**તમે**' ની જગાએ વધારે માનમાં '**આપ**' વાપરે છે. **કોણ** તથા **શું** એ **સર્વનામ**, સવાલ પૂછવામાં વપરાય છે અને **પોતે** એ **સર્વનામ**, જાતને માટે વપરાય છે. આને માટે બાળકોને બરાબર સર્વનામ ઓળખતાં આવડે ત્યાંસુધી શિક્ષકે જુદાં જુદાં વાક્યો આપી તેમાંથી સર્વનામ શોધાવવાં. તે પછી વ્યાખ્યા બતાવવી.

## અભ્યાસ પાઠ ૧૭.

નીચેનાં વાક્યોમાંથી **સર્વનામ** દેખાડો.

૧ મગન, તમે ફરવા જજો. ૨ ઇશ્વરલાલ, તમને ઇનામ મળશે. ૩ મારા ભાઇ સુરત છે, તેઓ કાલે આવશે. ૪ બરજોરને તેના ભાઇએ ઠપકો આપ્યો. ૫ મોટાભાઇ, આપણે રોજ ફરવા જઇશું. ૬ આપ પાછા ક્યારે પધારશો? ૭ અમને મિઠાઈ ભાવે છે. ૮ મગનલાલ, તું કાકાને બોલાવી લાવ. ૯ મગન ઘેર ન હતો તેથી તેના ઘરમાં ચોરી થઇ. ૧૦ જયાનંદ સારો છોકરો છે તે વર્ગમાં પહેલો નંબર રાખે છે.

## અભ્યાસ પાઠ ૧૮.

**પોતાના નામની** જગાએ વપરાતાં **સર્વનામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

## અભ્યાસ પાઠ ૧૯.

વાત કરવામાં **બીજા માણસની** જગાએ વપરાતાં **સર્વનામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

## અભ્યાસ પાઠ ૨૦.

વાત કરવામાં **ત્રીજા માણસની** જગાએ વપરાતાં **સર્વનામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

## અભ્યાસ પાઠ ૨૧.

**સવાલ પૂછવામાં** વપરાતાં **સર્વનામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

## અભ્યાસ પાઠ ૨૨.

નીચેનાં વાકયોમાં ખાલી જગાઓ **સર્વનામથી** ભરો.

૧ ... ને ... માથેરાન જઇશું. ૨ ... શી ચીજ લઇ ખાય છે? ૩ ... પિતાની આજ્ઞા પાળું છું, ૪ ... શહેરમાં આવી પહોંચ્યા. ૫ ... કયાં જાઓ છો? ૬ ... બાગમાં ફરવા જઇશું. ૭ મને ... ચોપડી આપ. ૮ ... એક સાચો છોકરો છે. ૯ તમે ... ખાઓ છો? ૧૦ ચંપકલાલને ... માર્યો?



# પાઠ ૪ થો.

## વિશેષણ.

**નીચેનાં વાકયોમાંથી એવા શબ્દો દેખાડો કે જે નામનો ગુણ અને સંખ્યા દેખાડતા હોય.**

૧ ડાહ્યાં છોકરાં માબાપની આજ્ઞા માને છે. ૨ સાકર હાલમાં સસ્તી છે. ૩ આળસુ છોકરાઓ ભણતા નથી. ૪ મેં તેને આઠ આના આપ્યા. ૫ સારા છોકરાઓ સારાં કામો કરે છે. ૬ ગાંડા માણસને ચીડવવામાં ફાયદો નથી. ૭ સાચો છોકરો સૌને ગમે છે. ૮ મેં છુટના બાર રૂપીઆ આપ્યા. ૯ હોંશિયાર છોકરા વર્ગમાં ઉંચો નંબર રાખે છે. ૧૦ દરેક બાજઠ ઉપર ચાર ચાર છોકરા બેસે.

**વ્યાખ્યા**—જે શબ્દ **નામનો ગુણ** અને **સંખ્યા બતાવે છે**, તે શબ્દને વ્યાકરણમાં **વિશેષણ** કહે છે.

**સૂચના**—વિશેષણને નામની પહેલાં મૂકવાથી નામના અર્થમાં વધારો થાય છે. તે **નામનાં** નામ તરીકેના અર્થમાં કંઇક વિશેષપણું બતાવે છે, તે ઉપરથી તેને **વિશેષણ** કહેવામાં આવે છે.

વિશેષણ જે નામનો ગુણ કે **સંખ્યા** બતાવતું હોય તે નામને **વિશેષ્ય કહે** છે. જેમકે-**લાલ** ઘોડો જાય છે. એમાં ‘ લાલ ’ નો વિશેષ્ય ‘ ઘોડો ’ છે. મેં **બે** ઘર બંધાવ્યાં-એમાં ‘ બે ’ નો વિશેષ્ય ‘ ઘર ’ છે.

**વિશેષણ** જેમ **નામના** અર્થમાં વધારો કરે છે, તેમ તે બીજા **વિશેષણના** અર્થમાં પણ વધારો કરે છે. નામને વિશેષણ હોય છે, તેમ વિશેષણને પણ વિશેષણ હોય છે. જેમ કે-આ છોકરો **ઘણો** ચાલાક છે, પેલો છોકરો **બહુ** ડાહ્યો છે.

આ દાખલાઓમાં 'ઘણો' અને 'બહુ' એ 'ચાલાક' અને 'ડાહ્યો' વિશેષણનો ગુણ બતાવે છે.

શિક્ષકે નવાં નવાં વાકયો આપી વિશેષણ ઓળખાવવાં. તે પછી વ્યાખ્યા બતાવવી.

### અભ્યાસ પાઠ ૨૩.

નીચેનાં વાકયોમાંથી **વિશેષણ** દેખાડો.

૧ સાકર ગળી છે. ૨ મેં ખુરશીના સાત રૂપીઆ આપ્યા. ૩ તમે કાળી ટોપી લેજો. ૪ ત્યાં બહુ છોકરા હતા. ૫ ગરીબ માણસને મદદ કરો. ૬ મારે બે ભાઇ છે. ૭ મોહન ઘણો ડાહ્યો છે. ૮ તળાવ નાનું છે ને સરોવર મોટું છે. ૯ દરીઆનું પાણી ખારૂં છે. ૧૦ તમે સારા અક્ષર લખો છો.

### અભ્યાસ પાઠ ૨૪.

નામનો ગુણ બતાવનાર **વિશેષણ** આવે તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૨૫.

નામની **સંખ્યા** બતાવનાર **વિશેષણ** આવે તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૨૬.

વિશેષણને **વિશેષણ** હોય તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૨૭.

નીચેનાં વાકયોમાં ખાલી જગાઓ **વિશેષણથી** ભરો.

૧ ... ગાય ઘાસ ખાય છે. ૨ મારા વર્ગમાં ... છોકરા છે. ૩ હું તમારો ... પાડ માનું છું.

૪ એક બાજઠ ઉપર ... છોકરા બેસે. ૫ ઝુમકલાલ ... છોકરો છે. હું દરરોજ ... દાખલા શીખું છું. ૭ દુર્યોધનના ... ભાઇઓ કૌરવ કહેવાતા. ૮ સુલતાને ... આગ્રહ કર્યો. ૯ સખીએ ... હકીકત માને કહી. ૧૦ તે છોકરો ઘણો ... છે.

---

## પાઠ ૫ મો.

### અવ્યય.

**નામ, સર્વનામ, વિશેષણ અને ક્રિયાપદ બાતલ કરી (બાજુ રાખી) નીચેનાં વાકયોમાંથી એવા શબ્દો બતાવો કે જેમાં કાંઇ ફેરફાર થતો નથી.**

૧ મગને આવવાની ના કહી. ૨ તમે ક્યારે આવ્યા? ૩ હું અને મારો ભાઇ બંને જઇશું. ૪ વૈદે કહ્યું કે ઓસડ કડવું છે, પણ ફાયદાકારક છે. ૫ ટાઢ ઘણી પડે છે માટે ગરમ કપડાં જોઇશે. ૬ જ્યારે હું આવ્યો ત્યારે તમે ત્યાં હતા. ૭ તમે જવાના હશો તો હું પણ આવીશ. ૮ તમે વળી ક્યાં જશો? ૯ હું ઘણું દોડયો તોપણ મોડું થયું. ૧૦ મારા કરતાં તમે ચડ્યા.

**વ્યાખ્યા**—જે શબ્દના રૂપમાં કાંઇ ફેરફાર થતો નથી તે શબ્દને વ્યાકરણમાં **અવ્યય** કહે છે.

**સૂચના**—અવ્યય એમાં 'અ' એટલે નહિ અને 'વ્યય' એટલે ફેરફાર. મતલબ કે જેના રૂપમાં કાંઇ ફેરફાર થતો નથી, હંમેશાં પોતાને રૂપેજ રહે છે તેને અવ્યય કહે છે. જેમકે, છોકરો અને છોડી તેમાં છોકરા-

અનો છોડી કે છોકરો અનું છોડી એમ 'અને' ના રૂપમાં ફેરફાર કરી બોલાય નહિ, માટે 'અને' અવ્યય છે.

કેટલાંક અવ્યય બે શબ્દો કે બે વાકયોની વચમાં આવે છે. જેમકે, તમે ને હું; મગન આવ્યો પણ છોટુ આવ્યો નહિ. તેમાં 'ને' અને 'પણ' અવ્યય વચમાં આવેલાં છે.

કેટલાંક અવ્યય **ક્રિયાનાં વિશેષણ** હોય છે. જેમકે, કેશવલાલ **ઠીક** વાંચે છે; તે છોકરો **જલદી** આવ્યો. તેમાં 'ઠીક' અને 'જલદી' ક્રિયાનાં વિશેષણ છે.

કેટલાંક અવ્યય ઘણી ખુશી, દિલગીરી કે અજાયબીને લીધે મોંમાંથી એકદમ નીકળી જાય છે. જેમકે, **અહો!** આ કેવું સરસ છે! **અરેરે!** તે કેટલો બધો દુઃખી છે! **અધધધ!** આટલા બધા તારા! તેમાં 'અહો' 'અરેરે' અને 'અધધધ.' આ મોંમાંથી એકદમ નીકળેલાં અવ્યય છે.

શિક્ષકે નવાં નવાં વાકયો આપી અવ્યય ઓળખાવવાં. અવ્યય બરાબર ઓળખતાં આવડ્યા પછી વ્યાખ્યા બતાવવી.

### અભ્યાસ પાઠ ૨૮.

## નીચેનાં વાકયોમાંથી અવ્યય દેખાડો.

૧ તમે ત્યાં જજો. ૨ મગનને સાથે લાવજો. ૩ તેણે પાણી પીધું પણ ખાધું નહિ. ૪ તમે મારી આગળ બેસો. ૫ જયારે હું આવ્યો, ત્યારે તમે નહતા. ૬ તમે ચોપડી અને સ્લેટ બંને લાવજો. ૭ તમે વળી ઘણા ડાહ્યા

છો. ૮ શિખામણ આપ્યા છતાં સમજે નહિ તે દુખી થાય. ૯ અરે ! તને આ શું થયું ? ૧૦ તમે ઉપર બેસો.

## અભ્યાસ પાઠ ૨૯.

બે શબ્દો કે બે વાક્યોની વચમાં અવ્યય આવે તેવાં પાંચ વાક્યો લખો.

## અભ્યાસ પાઠ ૩૦.

ક્રિયાનાં વિશેષણ અવ્યય આવે તેવાં પાંચ વાક્યો લખો.

## અભ્યાસ પાઠ ૩૧.

ઘણી ખુશી કે દિલગીરીને લીધે મોંમાંથી એકદમ નીકળી જતાં અવ્યય આવે તેવાં પાંચ વાક્યો લખો.

## અભ્યાસ પાઠ ૩૨.

નીચેનાં વાક્યોમાં ખાલી જગાઓ અવ્યયથી ભરો.

૧ મને ... તમને બહુ મહેનત પડી. ૨ ઘરની ... એક સરસ બગીચો છે. ૩ ભૂગોળ ... દાખલાનો વિષય છે. ૪ તે બહુ દહાડા ... માંદો રહ્યો. ૫ તેના મન ... અસર થઇ છે. ૬ તેની સ્ત્રી ... છોકરીઓ ભણેલી છે. ૭ ચિત્રકામથી આંખ, હાથ ... બુદ્ધિ કેળવાય છે. ૮ તમે ... આવશો ? ૯ ... ! હવે શું થશે ! ૧૦ ... ! હવે ઠંડક વળી.

---

## પાઠ ૬ ઠ્ઠો.

### કૃદન્ત.

**નીચેનાં વાક્યોમાંથી એવા શબ્દો દેખાડો કે જેઓ ક્રિયા બતાવે છે, પણ ક્રિયાપદની પેઠે વાક્ય પૂરૂં બનાવતા નથી.**

૧ તે છોકરો દોડતો દોડતો પડી ગયો. ૨ તમે દરીએ જઇને પાછા આવ્યા. ૩ તે સિપાઇ કાગળ આપીને જતો રહ્યો. ૪ તમે જઇને તમારૂં નામ લખાવો. ૫ ધનો ખેતરમાં કામ કરવા ગયો હતો. ૬ હું પાઠ વાંચીને તરત આવીશ. ૭ તે રોજ બે માઇલ ચાલીને ઘેર જતો. ૮ હું તેને કહી કહીને થાકી ગયો. ૯ તેઓ ખાઇને આવવાના હતા. ૧૦ તે નાહીને લુગડાં પહેરીને બહાર ગયો.

**વ્યાખ્યા**—જે શબ્દ ક્રિયા બતાવે છે, પણ ક્રિયાપદની પેઠે વાક્ય પૂરૂં બનાવતા નથી તે શબ્દને વ્યાકરણમાં **કૃદન્ત** કહે છે.

**સૂચના**—કૃદન્તના શબ્દ ક્રિયા બનાવે છે, પણ તેમની સાથે બીજા શબ્દો ઉમેરવા પડે છે. એ ઉમેરેલા શબ્દોમાં ક્રિયાપદ આવે છે, ત્યારેજ વાક્ય બને છે, અને પૂરો અર્થ સમજાય છે. ક્રિયાપદ વગર વાક્ય બની શકતું નથી. જેમકે, આ પાઠમાં બતાવેલાં બધાં વાક્યો કહેવાય છે, કેમકે એવી રીતે બોલવાથી વાક્યનો અર્થ પૂરો સમજાય છે. પણ તે વાક્યોમાં 'તે છોકરો દોડતો દોડતો,' 'તમે દરીએ જઇને,' 'તે સિપાઇ કાગળ આપીને,' 'ધનો ખેતરમાં કામ કરવા,' અને 'હું

પાઠ વાંચીને' આ પ્રમાણે બોલવાથી કહેવાનો અર્થ પૂરો સમજાતો નથી, તેથી તેમને વાકયો ન કહેવાય. અને 'દોડતો દોડતો,' 'જઇને,' 'આવીને,' 'કરવા' અને 'વાંચીને' આ બધા ક્રિયા બતાવનારા શબ્દોને ક્રિયાપદ ન કહેવાય, પણ તેમને કૃદન્ત કહેવાય છે.

બાળકોને કૃદન્ત બરાબર ઓળખતાં આવડે ત્યાંસુધી શિક્ષકે નવાં નવાં વાકયો આપવાં. તે પછી વ્યાખ્યા બતાવવી.

## અભ્યાસ પાઠ ૩૩.

નીચેનાં વાકયોમાં કૃદન્ત દેખાડો.

૧ તે સાબર છૂટીને દોડી ગયું. ૨ મેં ત્યાં જઇને બધો સામાન જોયો હતો. ૩ તે ખેતરમાં એક બળદ ચરતા આવ્યો હતો. ૪ પેલો ઘોડો તમે જોઇ આવ્યા હશો. ૫ તમને દેખાડીને મેં મારો ભાગ લીધો. ૬ ગયો વખત પાછો આવતો નથી. ૭ તે નાહીને બહાર ગયો છે. ૮ જે કામ કરવાનું તે રહી ગયું. ૯ તમે ખાઇને ત્યાં આવજો. ૧૦ કહેવું સહેલું છે પણ કરવું અઘરૂં છે.

## અભ્યાસ પાઠ ૩૪.

કૃદન્તની સાથે ક્રિયાપદ આવે તેવાં પાંચ વાકયો લખો.

## અભ્યાસ પાઠ ૩૫.

વાકયમાં કોઇ પણ જગાએ કૃદન્ત આવે તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૩૬.

**નીચેનાં વાકયોમાં ખાલી જગાઓ કૃદન્તથી ભરો.**

૧ મેં તે સાધુને પરમેશ્વરની પ્રાર્થના ... જોયો છે. ૨ એવામાં વોશિંગ્ટને ત્યાં ... બધું જોયું. ૩ તે બોલ્યા વિના ... જતો રહ્યો. ૪ અકબરના દરબારમાં ઘણા પંડિતો ... રહ્યા હતા. ૫ પાડોશણ ... ઝટ ચાલી ગઇ. ૬ સઘળાં રમકડાં ... ચૂરા થઇ ગયાં. ૭ હું દરરોજ લેસન ... તમારે ઘેર આવું છું. ૮ તેઓ પુસ્તક હાથમાં ... ચિત્રો જોવા લાગ્યા. ૯ ત્યાર પછી તેણે બીજાની મશ્કરી ... ટેવ છોડી દીધી. ૧૦ પોતાના ઘરને રસ્તે ગાડી ... તે ચાલતો થયો.

---

## પાઠ ૭ મો.

### પદચ્છેદ.

**નીચેનાં વાકયોમાં જે નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, કૃદન્ત અને અવ્યય આવ્યાં હોય તે દેખાડો.**

૧ શિક્ષક ઘેર જાય છે. ૨ મારી મોટી બેનનો ભાણો હમણાં બંને ચોપડીઓ લઇને આવશે. ૩ સોરાબજીએ તેઓને માનથી બેસાડ્યા. ૪ રામ ને લક્ષ્મણ સાથે વનમાં ગયા. ૫ વનમાં તેઓને ઘણી મુશીબતો વેઠવી પડી. ૬ ગઇ તીથિ જોશીએ ન વાંચે. ૭ ગરમી ને ઠંડીને લીધે પદાર્થ ફૂલે છે અને સંકોચાય છે. ૮ એ વાત લખવા બેસું તો મોટું પુસ્તક થાય. ૯ હાશ! હવે ટાઢક વળી. ૧૦ બાળકોએ વડીલોને માન આપવું જોઇએ.

**વ્યાખ્યા**—વાક્યોમાંથી શબ્દોના ભાગ (વર્ગ) ઓળખીને જુદા પાડવા તેને વ્યાકરણમાં **પદચ્છેદ** કહે છે.

**સૂચના**—પદચ્છેદ એમાં પદ=શબ્દ અને છેદ એટલે ભાગ=શબ્દોના ભાગ. જેવાકે-નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, કૃદન્ત અને અવ્યય વગેરેના વાક્યમાંથી ભાગ પાડવા તે. મતલબ કે તે ઓળખી કાઢવા તે.

## અભ્યાસ પાઠ ૩૭.

પદચ્છેદ કરવામાં વધારેમાં વધારે શબ્દોના મુખ્ય કેટલા વર્ગ પડશે અને તે કયા કયા?

## અભ્યાસ પાઠ ૩૮.

**નીચેનાં વાક્યોમાં ખાલી જગાઓ ભરો અને તે ભરેલા શબ્દો કયા કયા વર્ગના છે તે કહો.**

૧ ચોમાસામાં વરસાદ ... . ૨ ... તમારા કાકાની ગાડીમાં ... આવીશું. ૩ મોહનલાલ ... જગુ નાનો છે. ૪ રામ ... લક્ષ્મણે રાવણની ... યુદ્ધ કર્યું. ૫ ગણિતમાળા ... આને મળે છે. ૬ ઘરની ... બગીચો ... . ૭ ... છોકરા ... ગમે છે. ૮ ... ઉદ્યોગી અને ... થાઓ. ૯ બાપાએ ... સંભાળ ... . ૧૦ પડી ... લોઢું જેમ ... ખવાય છે. ... શરીર આળસથી ... .



# ગુજરાતી ભાષાનું બાળવ્યાકરણ.



## ભાગ ૨ જો.



## પાઠ ૧ લો.

### અક્ષરવિચાર.

---

### (૧) મૂળાક્ષર.

### સ્વર અને વ્યંજન.

નીચેના અક્ષરોમાંથી એવા અક્ષરો દેખાડો કે જેઓ **(૧) બીજા અક્ષરની મદદ વિના એકલા બોલી શકાતા હોય** અને (૨) એવા અક્ષરો દેખાડો કે જેઓ **બીજા અક્ષરની મદદ વિના એકલા બોલી શકાતા ન હોય.**

અ, ક્, ખ્, ગ્, આ, ઘ્, ઙ્, ચ્, ઇ, છ્, જ્, ઞ્, ઈ, ઝ્, ટ્, ઠ્, ડ્, ઉ, ઢ્, ણ્, ત્, ઊ, થ્, દ્, ધ્, એ, ન્, પ્, ફ્, ઐ, બ્, ભ્, મ્, ઓ, ય્, ર્, લ્, ઔ, વ્, શ્, ષ્, અં, હ્, ળ્, અઃ, સ્.

વ્યાખ્યા—જે અક્ષરો બીજા અક્ષરની મદદ વિના એકલા બોલી શકાય છે તેને **સ્વર** કહે છે. જેમ—અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ આ બારે અક્ષરો **સ્વરના છે.**

જે અક્ષરો સ્વરની મદદ વિના એકલા પૂરા બોલી શકાતા નથી તેને **વ્યંજન** કહે છે. જેમ—ક્, ખ્, ગ્, ઘ્, ઙ્; ચ્, છ્, જ્, ઝ્, ઞ્; ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્; ત્, થ્, દ્, ધ્, ન્; પ્, ફ્, બ્, ભ્, મ્; ય્, ર્, લ્, વ્, શ્; ષ્, સ્, હ્ ળ્. આ ચોત્રીસ અક્ષરો વ્યંજનના છે.

**સૂચના**—દરેક માણસ બચપણથી પોતાની* ભાષા બોલતાં શીખે છે. આપણે પણ આપણી ભાષા બોલતાં એજ પ્રમાણે શીખ્યા છીએ, તોપણ તેને બરાબર બોલવામાં ને લખવામાં ભૂલ ન થાય ને ખરો અર્થ સમજાય એટલા માટે† **વ્યાકરણના જ્ઞાનની જરૂર છે.** ભાષા લખવામાં પ્રથમ અક્ષરોની જરૂર પડે છે, માટે વ્યાકરણના આ પાઠમાં આપણે અક્ષરોથી શરૂઆત કરેલી છે.

**અક્ષર**—ભાષા લખવાને વિદ્વાનોએ જે નિશાનીઓ નક્કી કરી રાખેલી છે તેને **અક્ષર** કહે છે. **સ્વર** અને **વ્યંજન** આ બંને જાતના અક્ષરોને **મૂળાક્ષર** કહે છે. કારણ કે મૂળ અક્ષરો તેજ છે.

અ, આ, ઇ, ઈ. વગેરે બાર સ્વર બીજા અક્ષરોની મદદ વગર પૂરા બોલી શકાય છે, પણ વ્યંજન તો સ્વરની મદદ વગર પૂરા બોલી શકાતાજ નથી. જેમ—ક્+અ=ક, ક્+આ=કા, ક્+ઇ=કિ, ક્+ઈ=કી. આમ દરેક વ્યંજનના અક્ષરમાં સ્વરના બારે અક્ષરો મેળવી શિક્ષકે વ્યંજનના ટુંકા ઉચ્ચારના પૂરા ઉચ્ચાર કરતાં શીખવવું.

---

* માણસો પોતાના વિચાર એક બીજાને જેવડે બોલીને કે લખીને જણાવે છે. તેને **ભાષા** કહે છે.

† વ્યાકરણ (વિ+આ+કૃ=સ્પષ્ટ કે શુદ્ધ કરવું+અન=ક્રિયાવાચક પ્રત્યય). ભાષાને શુદ્ધ કેમ બોલવી, લખવી, તે જણાવનારી વિદ્યાના પુસ્તકને **વ્યાકરણ** કહે છે.

વ્યંજનના દરેક અક્ષરમાં સ્વરના અનુક્રમે બારે અક્ષરો મળે છે તે ઉપરથી તેને **બારાક્ષરી** કે **બારાખડી** કે **પદ** કહે છે. જેમ—ક, કા, કિ, કી, કુ, કૂ, કે, કૈ, કો, કૌ, કં, કઃ

બાળબોધ લિપિમાં ઋ **સ્વર** છે, તેને ગુજરાતી ભાષા લખવામાં કેટલીક જગાએ વાપરેલો છે. જેમ—ઋષિ, ઋતુઓ.

**અભ્યાસ પાઠ ૧.**

**નીચેના શબ્દોમાંથી સ્વર અને વ્યંજનના અક્ષરો જુદા જુદા બતાવો.**

૧ આપણે. ૨ સદ્‌ગુણ. ૩ કમળ. ૪ ઇમારત. ૫ અજવાળું. ૬ ઉપર. ૭ એલચી. ૮ અંદર. ૯ મોટાઇ. ૧૦ ઓળખાણ.

**અભ્યાસ પાઠ ૨.**

નીચેના શબ્દોમાં ખાલી જગાઓ **સ્વર** અથવા **વ્યંજન** મૂકી ભરો.

૧—મારત. ૨—થાગ. ૩—પણે. ૪—પર. ૫—દર. ૬—મલ. ૭ સ—ગુણ. ૮—ળખાણ. ૯ એલ—. ૧૦—ટાઇ.

**અભ્યાસ પાઠ ૩.**

ઉપરના શબ્દોમાં આવેલા **વ્યંજનોમાં** કયા કયા **સ્વરો** મળવાથી તેઓ પૂરા બોલાય છે તે બતાવો.

**અભ્યાસ પાઠ ૪.**

ક્, ચ્, દ્, ત્, પ્, વ્યંજનોમાં અનુક્રમે સ્વરના બારે અક્ષરો મેળવી **બારાખડી** લખો.

---

# પાઠ ૨ જો.

## અક્ષરવિચાર.

---

### (૨) જોડાક્ષર.

નીચેના શબ્દોમાંથી એવા અક્ષરો દેખાડો કે જેઓ **બે વ્યંજનો એકઠાં મળવાથી થએલા હોય ને** તેઓની વચમાં કોઇ સ્વર ન હોય, પણ છેડેજ સ્વર આવેલો હોય.

૧ અનુક્રમ. ૨ વિક્રમ. ૩ પત્ર. ૪ છત્ર. ૫ સ્વમાન. ૬ સ્વપ્ન. ૭ અર્ધ. ૮ સર્વ. ૯ પિત્તળ. ૧૦ પરમેશ્વર.

**વ્યાખ્યા**—બે કે વધારે વ્યંજનના અક્ષરો એકઠા મળે છે ને તેઓની વચમાં કોઇ સ્વર હોતો નથી, પણ છેડે સ્વર આવે છે તેને જોડાક્ષર કહે છે.

**સૂચના**—ક્+ર્=ક્ર્, ક્ર્+અ=ક્ર; ત્+ર્=ત્ર્, ત્ર્+અ=ત્ર; ર્+ધ્+ર્ધ્, ર્ધ્+અ=ર્ધ; ત+ત્=ત્ત્, ત્ત્+અ=ત્ત; સ્+વ્=સ્વ્, સ્વ્+અ=સ્વ.

આ પ્રમાણે શિક્ષકે એક વ્યંજનમાં બીજું વ્યંજન મેળવી છેડે સ્વર મેળવવો અને પછી તે જોડાક્ષરનો ઉચ્ચાર બોલાવવો.

વ્યંજનોના ક્ષ અને જ્ઞ આ બે અક્ષરોને જોડાક્ષરોમાં ગણેલા છે, અને તેઓ નીચેના અક્ષરો મળવાથી થયેલા છે. ક+ષ્=ક્ષ્, ક્ષ્+અ=ક્ષ; જ+ઞ્=જ્ઞ્, જ્ઞ+અ=જ્ઞ.

જોડાક્ષર એમાં જોડ=જોડેલા (એકઠા)+અક્ષર=(આ જગાએ) વ્યંજન–એટલે જોડેલાં વ્યંજનો. જોડાક્ષરને **સંયુક્ત વ્યંજનો** પણ કહે છે.

વ્યંજનમાં સ્વર મળવાથી બારાક્ષરી થાય છે; માટે તેને જોડાક્ષરમાં ગણાય નહિ.

## અભ્યાસ પાઠ ૫.

નીચેના શબ્દોમાંથી **જોડાક્ષરો** બતાવો.

૧ પરમેશ્વર. ૨ ધર્માત્મા. ૩ અનુક્રમ. ૪ ક્રિયાપદ. ૫ વિચિત્ર. ૬ પૃથ્વીના. ૭ ચિત્રામણ. ૮ રથયાત્રા. ૯ ત્રિકોણ. ૧૦ પ્રાણલાલ.

## અભ્યાસ પાઠ ૬.

નીચેના શબ્દોમાંની ખાલી જગાઓ **જોડાક્ષર** મૂકી ભરો.

૧—થના. ૨ પરમે—ર. ૩—યાપદ. ૪ અનુ—મ. ૫—કોણ. ૬ ચિ—મણ. ૭—મ. ૮—થ્વી. ૯ દ્રા—. ૧૦ રથયા—.

## અભ્યાસ પાઠ ૭.

ઉપરના શબ્દોમાં કયાં કયાં વ્યંજનો મળવાથી જોડાક્ષર થયેલા છે તે બતાવો.

## અભ્યાસ પાઠ ૮.

**ક્ષ** અને **જ્ઞ** કયા કયા અક્ષરો મળવાથી થયેલા છે તે લખો.

# પાઠ ૩ જો.

## શબ્દ અને વાકય.

**નીચેના એકઠા મળેલા અક્ષરોમાંથી એવા અક્ષરો દેખાડો કે જેમાં એક અથવા વધારે અક્ષરો એકઠા થવાથી તેનો અર્થ સમજી શકાતો હોય.**

૧ મંગર. ૨ મગર. ૩ નારગ. ૪ નારંગી. ૫ મીઠ. ૬ મીઠું. ૭ મહનત. ૮ મહેનત. ૯ મબઇ. ૧૦ મુંબઇ.

**વ્યાખ્યા**—એક અથવા વધારે અક્ષરો એકઠા થવાથી જે અક્ષરોનો અર્થ સમજાય છે તેને **શબ્દ** કહે છે.

**સૂચના**—ઉપરના મંગર, નારગ, મીઠ, મહનત, અને મબઇ વગેરે એકઠા મળેલા અક્ષરોમાં અક્ષરો સાથે બોલાય છે ખરા, પણ તેમનો અર્થ કંઇ નીકળતો નથી, માટે તેઓને શબ્દ કહેવાય નહિ; મગર, નારંગી, મીઠું, મહેનત અને મુંબઇ વગેરેમાં અક્ષરો એકઠા મળેલા છે, ને તેમનો અર્થ નીકળે છે માટે તેઓને **શબ્દ** કહેવાય છે. વાકયો માંહેના શબ્દોને વ્યાકરણમાં **પદ** પણ કહે છે. ગુજરાતી ભાષામાં શબ્દના પાંચ મુખ્ય વર્ગ છે :—**નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ** અને **અવ્યય.**

અક્ષરો એકઠા થવાથી ને તેનો અર્થ સમજી શકવાથી જેમ **શબ્દ** કહેવાય છે, તેમ શબ્દો એકઠા થવાથી પૂરો અર્થ સમજાય તો તેને **વાકય** કહેવામાં આવે છે. જેમ—'કુતરો પુછડી' એમાં કુતરો ને પુછડી એ શબ્દો એકઠા થયા ખરા, પણ તેનો પૂરો અર્થ સમજાતો નથી માટે તેને વાકય ન કહેવાય.

'કુતરાની પુછડી વાંકી છે.' આ વાકયનો પૂરો **અર્થ** સમજાય છે માટે તે **વાકય** કહેવાય.

શિક્ષકે બીજા દાખલાઓ વડે વાકયની બરાબર સમજ પાડવી.

**અભ્યાસ પાઠ ૯.**

નીચેના એકઠા થયેલા અક્ષરોમાંથી **જે ખરા શબ્દ** બનેલા હોય તે બતાવો.

૧ સપન. ૨ સ્વપ્નું. ૩ સોપારી. ૪ સપર. ૫ ખજ. ૬ ખાજાં. ૭ મહન. ૮ મોહન. ૯ તળવ. ૧૦ તાળવું.

**અભ્યાસ પાઠ ૧૦.**

નીચેનાં વાકયોમાંની ખાલી જગાઓ એક એક **શબ્દ** મૂકી ભરો.

૧ મગનલાલ નિશાળેથી ઘેર.... ૨ પોપટનો રંગ... હોય છે. ૩ બાળકોએ વડીલોને માન.... ૪ વડીલોએ નાનાં છોકરાં ... હેત રાખવું. ૫ પરમેશ્વર સૌની ... લે છે. ૬ પહેલું સુખ તે ... નર્યા. ૭ સાચામાં ઘણું ... છે. ૮ જુઠાનો કોઇ ... રાખતું નથી. ૯ સંપ ત્યાં ... છે. ૧૦ કુસંપનું ... બાળો.

**અભ્યાસ પાઠ ૧૧.**

અર્થ ન થઇ શકે તેવા પાંચ બોલ લખી તે ઉપરથી **અર્થ થઇ શકે** તેવા **શબ્દો** બનાવો.

**અભ્યાસ પાઠ ૧૨.**

પૂરો **અર્થ** કરે નહિ તેવાં પાંચ અધુરાં વાકયો લખી તે **ઉપરથી પૂરો અર્થ કરે તેવાં વાકયો** બનાવો.

---

# પાઠ ૪ થો.

## નામના પ્રકાર.

### (૧) સામાન્યનામ.

નીચેનાં વાક્યોમાંથી એવાં **નામ** દેખાડો કે જે નામ પ્રાણી, પદાર્થ, વનસ્પતિ અને જગા વગેરેમાંથી **એકજ વર્ગ, જાત કે જથો** બતાવતાં હોય.

૧ આજે ઘણાં માણસો આવ્યાં. ૨ કેટલાંક શહેર જોવા જેવાં છે. ૩ ડુંગર કરતાં પર્વત ઉંચા હોય છે. ૪ નદીઓ ઉંચી જગાએથી નીકળે છે. ૫ ઘઉં અને ભાત તો ઘરમાં રોજ વપરાય છે. ૬ સારી સ્ત્રી ઘરને દીપાવે છે. ૭ સારો રાજા પુજવા લાયક છે. ૮ ગાયનું દૂધ ગુણકારક છે. ૯ પશુને ચાર પગ હોય છે. ૧૦ પક્ષીને પાંખો હોય છે.

**વ્યાખ્યા**—જે નામ પ્રાણી, પદાર્થ, વનસ્પતિ અને જગા વગેરેમાંથી **એકજ વર્ગ, જાત કે જથો** ( સમૂહ ) બતાવે છે તેને **સામાન્યનામ કે જાતિવાચકનામ** કહે છે.

**સૂચના**—માણસ, પશુ, પક્ષી એ પ્રાણીઓના જથામાંના વર્ગ બતાવે છે; ઝાડ, છોડવા, વેલા એ વનસ્પતિના જથામાંના વર્ગ બતાવે છે અને પત્થર માટી, પાણી એ પદાર્થોના જથામાંના વર્ગ બતાવે છે; માટે માણસ, પશુ, પક્ષી, ઝાડ, છોડવા, વેલા, પત્થર, માટી અને પાણી **સામાન્યનામ** કહેવાય. સામાન્યનામ ઇંદ્રિયો વડે જાણી શકાય છે, જેમ—પશુ, પક્ષી, પુરૂષ, સ્ત્રી, નદી, શહેર અને પર્વત વગેરે સામાન્ય નામો કાનની ઇંદ્રિયથી સાંભળીને કે આંખથી જોઇને જાણી શકાય છે.

### અભ્યાસ પાઠ ૧૩.

નીચેનાં વાકયોમાંથી **સામાન્યનામો** બતાવો.

૧ ત્યાં ઘણાં માણસો છે. ૨ મને ઘોડે બેસવું ગમે છે. ૩ આ ઝાડ મોટું છે. ૪ તમારી ચોપડીમાં જુઓ. ૫ મેં કાગળ લખ્યો હતો. ૬ તે છોકરો દોડે છે. ૭ પેલી ખુરશી ભાગેલી છે. ૮ મારી જગાએ તમે બેસો. ૯ ઘણી નદીઓ દરીઆને મળે છે. ૧૦ તે ચાકર અહીંઆં નથી.

### અભ્યાસ પાઠ ૧૪.

નીચેનાં વાકયોમાંની ખાલી જગાઓ **સામાન્યનામથી** ભરો.

૧ આંબાના ઝાડને ... આવે છે. ૨ ... ખીચોખીચ હોય તેને ઝાડી કહે છે. ૩ મેં ... ઉપર બેસીને મુસાફરી કરી. ૪ હું ખોરાકમાં ... લઉં છું. ૫ હંમેશાં ... ઉપર બરફ રહે છે. ૬ કેટલીક ... દરીઆને મળે છે. ૭ ... રોટલી બને છે. ૮ તમાસો જોવાને ઘણાં ... એકઠાં થયાં. ૯ ... પાણીમાં રહે છે. ૧૦ તેઓને બેસવાને ... આપો.

### અભ્યાસ પાઠ ૧૫.

પ્રાણીઓમાંથી એક એક **સામાન્યનામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૧૬.

વનસ્પતિમાંથી એક એક **સામાન્યનામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૧૭.

પદાર્થોમાંથી એક એક **સામાન્યનામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૧૮.

જગાઓમાંથી એક એક **સામાન્યનામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

---

## પાઠ ૫ મો.

## નામના પ્રકાર.

---

### (૨) વિશેષનામ.

નીચેનાં વાકયોમાંથી એવાં નામ દેખાડો કે જેને સામાન્યનામના વર્ગોમાંથી જુદુ ઓળખવાને તેનું એક **ચોકસજ** નામ પાડેલું હોય.

૧ મુંબઇ શહેર મોટું છે. ૨ નંદલાલ ડાહ્યો છે. ૩ નર્મદા એક નદી છે. ૪ હિમાલય ઉપર બરફ રહે છે. ૫ વનરાજે પાટણ વસાવ્યું. ૬ મોહનલાલ ચાલાક છે. ૭ મીરાંબાઇ ભકત હતાં. ૮ તાજમહાલ જોવા જેવો છે. ૯ નર્મદાશંકર કવિ હતા. ૧૦ રામે વનવાસ ભોગવ્યો.

**વ્યાખ્યા**—સામાન્યનામના વર્ગોમાંથી જુદું ઓળખવાને જેનું એક ચોક્કસજ નામ પાડેલું હોય છે તેને **વિશેષનામ** કહે છે.

**સૂચના**—સામાન્યનામના વર્ગમાંથી ખાસ એક નામને ઓળખવાને માટે અમુક સંજ્ઞા આપવામાં આવે છે, એટલે કે વિશેષે કરીને તેનું ચોકસ નામ પાડવામાં આવે છે, તે ઉપરથી તેને **વિશેષનામ** કે **સંજ્ઞાવાચકનામ** કહે છે. જેમ—રામચંદ્ર, લક્ષ્મણ, ભરત; આ માણસના વર્ગમાંનાં ચોકસ નામ છે; અમદાવાદ, સુરત, ભરૂચ; આ જગા કે શહેરોમાંનાં ચોકસ નામ છે માટે તેઓને **વિશેષનામ** કહેવાય.

કાનની ઇંદ્રિયથી સાંભળીને કે આંખની ઇંદ્રિયથી જોઇને પણ વિશેષનામ જાણી શકાય છે. જેમ—દેવીદાસ, જયંતિલાલ, મોહનલાલ વગેરે નામ કાનથી સાંભળીને કે આંખથી જોઇને જાણી શકાય છે, તેઓ **વિશેષનામ** છે.

## અભ્યાસ પાઠ ૧૯.

નીચેનાં વાકયોમાંથી **વિશેષનામ** બતાવો.

૧ ઇશ્વરલાલ નિશાળે ગયો છે. ૨ તાપીનદી સુરત પાસે છે. ૩ મુંબઇ એક શોભિતું શહેર છે. ૪ મોહનલાલની વાત સાચી છે. ૫ હિમાલય પર્વત ઉંચો છે. ૬ પેલી ચોપડી જયાનંદની છે. ૭ કાશી એક જાત્રાનું સ્થળ છે. ૮ દલપતરામ કવિ હતા. ૯ રમણલાલ બહાર ગયો છે. ૧૦ તમે પોપટલાલની સાથે આવજો.

### અભ્યાસ પાઠ ૨૦.

નીચેનાં વાકયોમાંની ખાલી જગાઓ **વિશેષનામથી** ભરો.

૧ ... અમદાવાદથી આવ્યો. ૨ મારી ચોપડી ... ફાડી. ૩ ... એક ઉંચો પર્વત છે. ૪ ... નદી દરીઆને મળે છે. ૫ ... પાટણ વસાવ્યું. ૬ ... શહેર મોટું છે. ૭ ... ખુરશીમાં બેઠો છે. ૮ ... કવિ હતા. ૯ આપણા રાજાનું નામ ... છે. ૧૦ ... ઘણો ચાલાક છે.

### અભ્યાસ પાઠ ૨૧.

દરેક વાકયમાં એક એક માણસનું **વિશેષનામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

### અભ્યાસ પાઠ ૨૨.

દરેક વાકયમાં એક એક જગાનું **વિશેષનામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

---

## પાઠ ૬ ઠ્ઠો.

### નામના પ્રકાર.

---

#### (૩) ભાવવાચકનામ.

નીચેનાં વાકયોમાંથી એવાં **નામ** દેખાડો કે જે **નજરે જોઇ શકાતાં નથી, પણ મનવડે જાણી શકાય છે.**

૧ જમશેદમાં ઘણી અક્કલ છે. ૨ તોફાન જોઇ મારી હિંમત જતી રહી. ૩ મંદવાડથી શરીરમાં નબળાઇ આવેલી છે. ૪ તમારામાં ઘણું જોર છે. ૫ કુતરામાં અદેખાઇ હોય છે. ૬ તેઓ મારા ઉપર હેત રાખે છે. ૭ મારી બુદ્ધિ કહ્યું કરતી નથી. ૮ તેની આંખમાં ઝેર છે. ૯ તે પોતાના બાપનું વેર લેશે. ૧૦ સચ્ચાઇથી માણસ શોભે છે.

**વ્યાખ્યા**—જે નામો નજરે જોઇ શકાતાં નથી, પણ મનવડે જાણી શકાય છે તે નામોને **ભાવવાચકનામ** કહે છે.

**સૂચના**—ભાવવાચકનામ એ મનના **ગુણ, સ્થિતિ** અને **ક્રિયાને** લાગુ પડે છે. ગુણ એટલે ખાસિયત કે સ્વભાવ. જેમ—આળસ, ડહાપણ, ચંચળાઇ વગેરે ગુણનાં નામો છે; સ્થિતિ એટલે હાલત. જેમ—દીલગીરી, હરખ, આનંદ વગેરે હાલત બતાવનારાં નામો છે; અને ક્રિયા એટલે કામ. જેમ—વર્તણુક, હીલચાલ, જબરાઈ વગેરે ક્રિયાનાં નામો છે અને તે બધાં **ભાવવાચક** નામો છે. ભાવવાચકમાં ભાવ=સ્થિતિ, ગુણ કે ક્રિયા એવો અર્થ થાય છે.

### અભ્યાસ પાઠ ૨૩.

નીચેનાં વાકયોમાંથી **ભાવવાચકનામો** બતાવો.

૧ તેમનામાં ઘણું બળ છે. ૨ તેઓની બુદ્ધિ કંઇ ઓછી નથી. ૩ તેની સાથે વેર રાખતા નહિ. ૪ સચ્ચાઇથી માણસ શોભે છે. ૫ અમને ઘણો આનંદ થયો. ૬ જયાનંદમાં આળસ નથી. ૭ તેનામાં શું ઓછું ડહાપણ છે? ૮ તેની વર્તણુંક સારી છે. ૯ તેનો હરખ તો માયજ નહિ. ૧૦ તું શીખતો નથી માટે મને દીલગીરી થાય છે.

### અભ્યાસ પાઠ ૨૪.

**નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ ભાવવાચક-નામથી ભરો.**

૧ દેવશંકરમાં બહુ ... છે. ૨ મંદવાડની વાત સાંભળી તેઓ ... થઇ ગયા! ૩ દુર્યોધનની આંખમાં ... હતું. ૪ તેઓ પોતાના બાપનું ... લેશે. ૫ તમારી ... ચાલે તેમ કરો. ૬ મારા ભાઇનું તેઓના ઉપર ઘણું ... છે. ૭ તમારામાં ... કયાં ઓછું છે? ૮ મગનલાલની ... સારી નથી. ૯ કુતરામાં ... હોય છે. ૧૦ બુદ્ધિ આગળ ... પાણી ભરે છે.

### અભ્યાસ પાઠ ૨૫.

દરેક વાકયમાં એક એક **ભાવવાચકનામ** આવે તેવાં પાંચ વાકયો લખો.

---

## પાઠ ૭ મો.

---

### જાતિ.

#### (૧) નરજાતિ.

**નીચેનાં વાકયોમાંથી એવાં નામ દેખાડો કે જેઓ નર (મરદ) ની પેઠે** બોલાતાં હોય એટલે કે જેઓને **છેડે 'કેવો'** લાગતો હોય.

૧ છોકરો ચોપડી વાંચે છે. ૨ તમે કાગળ લખ્યો. ૩ ચુનીલાલ વહેલો આવશે. ૪ સુથાર ખુરશી બનાવે છે.

૫ તમે ઘોડા ને ઘોડી કેમ વેચ્યાં? ૬ પોપટ બોલે છે. ૭ રંગીલદાસ દોડયો. ૮ તેણે પત્થર ફેંકયો. ૯ શિક્ષક ભૂગોળ શીખવે છે. ૧૦ તમારો દાખલો ખરો છે

**વ્યાખ્યા**—જે નામો નર (મરદ) ની પેઠે બોલાય છે, એટલે કે જેને છેડે **કેવો** લાગે છે તેને **નરજાતિ** કહે છે.

**સૂચના**—પ્રાણી વર્ગમાં **નર** અને **નારી** એમ બે જાતિ હોય છે, એટલે કે નર (મરદ) ની પેઠે બોલાતાં **નરજાતિમાં** નામ છે અને તેને છેડે **કેવો** લાગે છે. જેમ—છોકરો, પોપટ એ નર (મરદ) ની પેઠે બોલાતાં નામો છે અને 'છોકરો કેવો' 'પોપટ **કેવો**' એમ તેઓને છેડે 'કેવો' વિશેષણ લાગે છે, માટે '**છોકરો**' અને 'પોપટ' **નરજાતિનાં** નામો છે. વળી કોઇ નામની ચીજ એકજ છે એમ સમજીને બોલીએ, ને તે નામને છેડે '**ઓ**' રહેલો હોય તો તે નામ ઘણું-કરી **નરજાતિનું** હોય છે, પણ બધાં નામોમાં તેમ બનતું નથી. જેમ—ઘોડો, ખડીઓ. આ નામોને છેડે 'ઓ' રહેલો છે અને તેઓ **નરજાતિનાં** નામો છે; પણ જળો, ઘો. આ નામોને છેડે 'ઓ' રહેલો છે છતાં તે નામો નરજાતિનાં નથી.

## અભ્યાસ પાઠ ૨૬.

### નીચેનાં વાકયોમાંથી **નરજાતિનાં** નામ બતાવો.

૧ મોતીલાલે પાઠ વાંચ્યો. ૨ જમશેદે પાણી પાધું. ૩ તમે ઘોડા ઉપર બેસજો. ૪ હું તમને પૈસો આપીશ. ૫ તે કુતરો હળેલો છે ૬ મારો ડગલો સરસ છે. ૭ તમારો ખડીઓ કયાં છે? ૮ આ દાખલો ખરો છે. ૯ પેલો બાજઠ તૂટેલો છે. ૧૦ રંગીલદાસ વહેલો આવશે.

## અભ્યાસ પાઠ ૨૭.

નીચેનાં વાકયોમાંની ખાલી જગાઓ **નરજાતિનાં** નામોથી ભરો.

૧ ડાહીએ ... વાંચ્યો. ૨ હુ ... ઉપર બેઠો છું. ૩ તેઓ ... શીખવે છે. ૪ તમારો ... કયાં છે? ૫ તું ... પાસે બેસ. ૬ પેલો ... ચરે છે. ૭ ... ને શીંગડાં હોતાં નથી. ૮ બેનનો ... તે બનેવી થાય. ૯ ફોઇનો વર તે ... થાય. ૧૦ કાકીનો વર તે ... કહેવાય.

## અભ્યાસ પાઠ ૨૮.

માણસની જાતમાંથી જેને છેડે 'કેવો' લાગે તેવાં પાંચ **નરજાતિનાં** નામ લખો.

## અભ્યાસ પાઠ ૨૯.

જનાવરની જાતમાંથી જેને છેડે 'કેવો' લાગે તેવાં પાંચ **નરજાતિનાં** નામો લખો.

## અભ્યાસ પાઠ ૩૦.

પદાર્થની જાતમાંથી જેને છેડે 'કેવો' લાગે તેવાં પાંચ **નરજાતિનાં** નામો લખો.

---

# પાઠ ૮ મો.

## જાતિ.

---

### (૨) નારીજાતિ.

નીચેનાં વાક્યોમાંથી એવાં **નામ** દેખાડો કે જેઓ નારી (બૈરી) ની પેઠે બોલાતાં હોય, એટલે કે જેઓને છેડે '**કેવી**' લાગતી હોય.

૧ છોકરી દોડે છે. ૨ ચોપડી ફાટી. ૩ ખડીઆમાં શાહી ભરો. ૪ કુતરાની પુછડી વાંકી છે. ૫ મારી બેન આવશે. ૬ મામીનો હું ભાણેજ કહેવાઉં. ૭ ઘોડીને દોડાવતા નહિ. ૮ આમલી ખાટી છે. ૯ દહીની છાશ બને છે. ૧૦ તે ડોસી આંધળી છે.

**વ્યાખ્યા**—જે નામો નારી (બૈરી) ની પેઠે બોલાય છે, એટલે કે જેને છેડે '**કેવી**' લાગે છે તેને **નારીજાતિ** કહે છે.

**સૂચના**—પ્રાણી વર્ગમાં **નર** ને **નારી** એમ બે જાતિ હોય છે, એટલે કે નારી (બૈરી) ની પેઠે બોલાતાં **બધાં નારીજાતિનાં** નામો છે. અને તેને '**કેવી**' લાગે છે. જેમ—છોકરી, ઘોડી, એ નારી (બૈરી) ની જાતિનાં નામો છે અને 'છોકરી કેવી' 'ઘોડી કેવી' એમ તેઓને **છેડે** 'કેવી' લાગે છે, માટે છોકરી અને ઘોડી **નારીજાતિનાં** નામો છે.

કોઇ નામની ચીજ એકજ છે એમ સમજી બોલીએ અને તેને છેડે 'ઈ' આવે તો ઘણું કરી તે નામો નારીજાતિનાં હોય છે. જેમ—છોડી, ઘોડી, શાહી. આ નામોને છેડે 'ઈ' છે ને તે નારીજાતિનાં નામો છે. છેડે 'ઈ' હોય છતાં કેટલાંક નામો

નરજાતિનાં હોય છે. જેમ—સોની, મોચી, હાથી વગેરે. છેડે 'ઈ' હોય છતાં કેટલાંક નામો નાન્યતરજાતિનાં પણ હોય છે. જેમ—ઘી, પાણી, મોતી, વગેરે.

કેટલીક વખત વનસ્પતિની નર કે નારીજાતિ તરત માલમ પડતી નથી, તેમજ પ્રાણી અને વનસ્પતિ સિવાયનાં નામોમાં નર કે નારીની જાતિ હોતી નથી. ફક્ત તેવાં નામો રૂઢી પ્રમાણે નર કે નારીની પેઠે બોલાય છે તે આપણે જાણીએ છીએ અને તે ઉપરથી તેની જાતિ નક્કી કરીએ છીએ. જેમ—પત્થર, શાહી, લેખણ વગેરે.

## અભ્યાસ પાઠ ૩૧.

નીચેનાં વાક્યોમાંથી **નારીજાતિનાં** નામો બતાવો.

૧ તે ગોઠવણ સારી હતી. ૨ છોકરાં ગાડીના વખતે ગયાં. ૩ સિસોટીનો અવાજ સાંભળ્યો. ૪ એક મધમાખી ગણગણતી હતી. ૫ તે છોકરાની મા ભલી છે. ૬ તે બાઇ પાણી ભરી પાછી આવી. ૭ કુતરો નદીમાં પડ્યો. ૮ એ ટાંકણે સાકર ને કેરીનો મેળાપ થયો. ૯ શેરડીનો ગોળ બને છે. ૧૦ પેટીમાં લુગડાં ભરો.

## અભ્યાસ પાઠ ૩૨.

નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ **નારીજાતિનાં** નામોથી ભરો.

૧ તારી ... ક્યાં ગઇ છે? ૨ તમારી ... મને આપો. ૩ સુરત પાસે ... નદી છે. ૪ મારી ... ઘેર નથી. ૫ તમારી ... સાચી છે. ૬ રંગીલદાસની ... કાળી છે. ૭ તમને સારી ... આવડે છે. ૮ ઘઉંની ... બને છે. ૯ મારી ... ઘણું દૂધ આપે છે. ૧૦ દૂધની ... બને છે.

### અભ્યાસ પાઠ ૩૩.

માણસની જાતમાંથી જેને છેડે 'કેવી' લાગે તેવાં પાંચ **નારીજાતિનાં** નામ લખો.

### અભ્યાસ પાઠ ૩૪.

જનાવરની જાતમાંથી જેને છેડે 'કેવી' લાગે તેવાં પાંચ **નારીજાતિનાં** નામ લખો.

### અભ્યાસ પાઠ ૩૫.

પદાર્થની જાતમાંથી જેને છેડે 'કેવી' લાગે તેવાં પાંચ **નારીજાતિનાં** નામ લખો.

---

## પાઠ ૯ મો.

## જાતિ.

---

### (૩) નાન્યતરજાતિ.

નીચેનાં વાકયોમાંથી એવાં **નામ** દેખાડો કે જેઓ **નર કે નારીની પેઠે બોલાતાં નથી,** પણ તેઓને **છેડે 'કેવું' લગાડવાથી બોલાય છે.**

૧ પેલું દહેરૂં ઉંચું છે. ૨ મારૂં દફ્તર ફાટેલું હતું. ૩ લીંબુનો સ્વાદ ખાટો છે. ૪ તે કુંભારે એક ગધેડું લીધું. ૫ પેલું છોકરૂં શું ખાય છે? ૬ મારૂં ગાદલું નવું છે. ૭ નાળિએરમાંથી કોપરૂં નીકળે છે. ૮ માખણનું ઘી બને છે. ૯ મારૂં ઘર દૂર છે. ૧૦ તળાવ કરતાં સરોવર મોટું હોય છે.

**વ્યાખ્યા**—જે નામો નર (મરદ) કે નારી (બૈરી) ની પેઠે બોલાતાં નથી, પણ જેઓને છેડે 'કેવું' લગાડવાથી બોલાય છે તેને **નાન્યતરજાતિ** કહે છે.

**સૂચના**—કેટલાંક નામ એવાં હોય છે કે તે નર કે નારી જાતિનાં છે એમ ચોકસ સમજાતું નથી, ત્યારે આપણે તેવાં નામની નાન્યતરજાતિ કહીએ છીએ. નાન્યતર=(ન= નહિ+અન્યતર=બેમાંથી એક.) એટલે કે નરજાતિ કે નારીજાતિ બેમાંથી એક ચોકસ નહિ સમજાય તે. જેમ—છોકરો છે કે છોકરી. એ બેમાંથી ચોકસ ન સમજાતું હોય, ત્યારે આપણે તેઓની જગાએ છોકરૂં બોલી નાન્યતરજાતિ વાપરીએ છીએ; તેમ સ્ત્રીઓ અને પુરૂષો એકઠાં મળેલાં હોય ત્યારે તેઓને બદલે માણસો બોલી નાન્યતરજાતિ વાપરીએ છીએ. આવાં નામોને **સામાન્યજાતિ** પણ કહે છે. કેટલાંક નાન્યતર-જાતિનાં નામોને છેડે 'ઉ' આવે છે અને કેટલાંકને છેડે 'ઉ' આવતું નથી. જેમ—છોકરૂં, ગધેડું, ઘોડું. વગેરેને છેડે 'ઉ' છે, અને સોપારી, મુંબઇ, કાશી. વગેરેને છેડે 'ઉ' નથી, છતાં તેઓ નાન્યતરજાતિનાં નામો છે.

## અભ્યાસ પાઠ ૩૬.

**નીચેનાં વાક્યોમાંથી નાન્યતર અને સામાન્ય-જાતિનાં નામો બતાવો.**

૧ એક શિયાળ હતું. ૨ એક સાબર પાણી પીતું હતું. ૩ તમારૂં ઘર મોટું છે. ૪ તે ગાય દૂધ આપે છે. ૫ પેલું બાળક રમુજી છે. ૬ ઘાસને મુળીઆં હોય છે. ૭ વહાણને સઢ હોય છે. ૮ પેલું ઊંટ જલદી જાય છે. ૯ પક્ષી પાંખો વડે ઉડે છે. ૧૦ ત્યાં ઘણાં માણસ હતાં.

### અભ્યાસ પાઠ ૩૭.

નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ **નાન્યતર-જાતિનાં નામોથી** ભરો.

૧ ખેતરમાં ... થાય છે. ૨ આ ... રમુજી દેખાય છે. ૩ તે ભેંસ ... આપે છે. ૪ ઉંદરના ઘરને ... કહે છે. ૫ મસ્તી કરતાં તેના પગનું ... ભાંગ્યું. ૬ ... સ્વાદમાં ખારૂં છે. ૭ ... મુળીઆં વડે ઉભું રહે છે. ૮ નાળિએરીના ફળને ... કહે છે. ૯ હું ... પીઉં છું. ૧૦ મારૂં ... ચોકખું છે.

### અભ્યાસ પાઠ ૩૮.

જેને છેડે 'કેવું' લાગે તેવાં પાંચ **નાન્યતરજાતિનાં નામ** લખો.

### અભ્યાસ પાઠ ૩૯.

**નાન્યતરજાતિનાં** કોઇપણ પાંચ **નામ** લખો.

### અભ્યાસ પાઠ ૪૦.

**સામાન્યજાતિનાં** કોઇપણ પાંચ **નામ** લખો.



## પાઠ ૧૦ મો.

### વચન.

---

#### ( ૧ ) એકવચન.

નીચેનાં વાક્યોમાંથી એવા શબ્દો દેખાડો કે જેમાં **એકપણાનો** અથ સમજાતો હોય, (એટલે માત્ર એકજ માણસ, પ્રાણી કે વસ્તુ દેખાડતા હોય) અને માનમાં બોલાતા ન હોય.

૧ રામશંકર ગયો. ૨ મગનલાલે વાંચ્યું. ૩ છોકરો દોડ્યો. ૪ ઘર બાંધ્યું. ૫ તમારો દાખલો ખોટો છે. ૬ ટોપી ફાટેલી છે. ૭ ગાડી આવી. ૮ તે કુતરો કરડે છે. ૯ તું ઘેર આવજે. ૧૦ દાબડામાં પેંડા છે.

**વ્યાખ્યા**—જે શબ્દ એકજ માણસ, પ્રાણી કે વસ્તુ દેખાડતો હોય અને માનમાં બોલાતો ન હોય તેને **એકવચન** કહે છે.

**સૂચના**—છોકરો આવ્યો, ઘોડો દોડ્યો, ચોપડી લીધી. આ વાક્યોમાં **છોકરો, ઘોડો** ને **ચોપડી** એ નામ એકેક છે, એમ આપણે સમજી શકીએ છીએ; અને માનમાં બોલાતાં નથી માટે **છોકરો, ઘોડો** ને **ચોપડી** એ ત્રણેનું જુદું જુદું **એકવચન** કહેવાય છે.

હું આવ્યો, તું ગયો અને તે બેઠો. આ વાક્યોમાં **હું, તું** અને **તે.** એ સર્વનામ એકપણાનો અર્થ સમજાવે છે અને માનમાં બોલાતાં નથી માટે **હું, તું** અને **તે.** એ ત્રણેનું જુદું જુદું **એકવચન** કહેવાય છે.

## અભ્યાસ પાઠ ૪૧.

નીચેનાં વાકયોમાંથી **એકવચનના** શબ્દો બતાવો.

૧ મોતીલાલ આવશે. ૨ મેં રોટલી ખાધી. ૩ તું પાઠ વાંચ. ૪ તે ગાડીમાં બેઠો. ૫ તે ઝાડ પડયું. ૬ તે પોપટ લીલો છે. ૭ દેવશંકર દડા લાવ્યો. ૮ કપડાંને પેટીમાં મૂકો. ૯ જમશેદે કાગળો લખ્યા. ૧૦ ચકલીએ ઇંડાં મૂકયાં.

## અભ્યાસ પાઠ ૪૨.

નીચેનાં વાકયોમાંની ખાલી જગાઓ **એકવચનનાં** નામોથી ભરો.

૧ મોહનલાલે ... વાંચ્યો. ૨ ... લુગડાં સીવ્યાં. ૩ ... ને શીંગડાં હોય છે. ૪ નિશાળીઆ ... બેઠા છે. ૫ તારો ... મને બતાવ. ૬ ... ચોરને પકડો. ૭ મારો ... ફાટેલો છે. ૮ આ તેનો પાળેલો ... છે. ૯ જયાનંદની ... ભલી છે. ૧૦ વૈદે ... આપી.

## અભ્યાસ પાઠ ૪૩.

**એકવચનમાં** હોય તેવાં પાંચ **નામો** લખો.

## અભ્યાસ પાઠ ૪૪.

**એકવચનમાં** હોય તેવાં પાંચ **સર્વનામ** લખો.

## અભ્યાસ પાઠ ૪૫.

**એકવચનમાં** હોય તેવાં પાંચ **ક્રિયાપદ** લખો.



# પાઠ ૧૧ મો.

## વચન.

---

### (૨) બહુવચન.

નીચેનાં વાક્યોમાંથી એવા શબ્દો દેખાડો કે જેમાં **એકથી વધારેપણાનો** અર્થ સમજાતો હોય. (એટલે એક કરતાં **વધારે** માણસ, પ્રાણી કે વસ્તુ દેખાડતા હોય).

૧ તમે દાખલા ગણ્યા. ૨ મોહનનાં લુગડાં મેલાં છે. ૩ છોકરાઓને મિઠાઇ મળશે. ૪ તે ઘરમાં માણસો રહે છે. ૫ પક્ષીને પાંખો હોય છે. ૬ આ કોથળીમાં રૂપીઆ છે. ૭ વાંદરાં અટકચાળાં હોય છે. ૮ તે માણસના દિકરા ભલા છે. ૯ તળાવમાં માછલાં હોય છે. ૧૦ દરીઆમાં વહાણો ચાલે છે.

**વ્યાખ્યા**—જે શબ્દથી એકથી વધારેપણાનો અર્થ સમજાતો હોય, એટલે જે એક કરતાં વધુ માણસ, પ્રાણી કે વસ્તુ દેખાડતો **હોય તે શબ્દને બહુવચન કહે છે.**

**સૂચના**—છોકરો બેઠો, કાગળ લખ્યો, પત્થર ફેંક્યો. આ વાક્યોના શબ્દો એકપણાનો અર્થ બતાવે છે, અને છોકરા બેઠા, કાગળો લખ્યા, પથરા ફેંક્યા. આ વાક્યોના શબ્દો એકથી વધારેપણું બતાવે છે, માટે આ વધારેપણું બતાવનારા શબ્દો **બહુવચનના** કહેવાય.

કેટલાંક નામ કે સર્વનામમાં એકપણાનો અર્થ હોય છે, છતાં માનમાં તેઓને બહુવચનમાં બોલાય છે. જેમ—બાપા આવ્યા, માસી ગયાં, આમાં બાપા અને માસીમાં એકપણાનો અર્થ રહેલો છે, છતાં માનમાં તેઓનું બહુવચન કહેવાય છે, અને તે તેમનાં ક્રિયાપદ 'આવ્યાં, ગયાં' એ ઉપરથી ખુલ્લું સમજાય છે.

કેટલાંક નામમાં વધારેપણાનો અર્થ હોય છે, છતાં તેઓ એકવચનમાંજ રહે છે. જેમ—ઘી, દુધ, ખાંડ, તેલ, બાજરો વગેરે.

કેટલાંક સર્વનામ જેવાં કે—હું, તું, તે. માં એકપણાનો અર્થ રહેલો છે; તેઓની જગાએ માનમાં અનુક્રમે અમે, તમે, તેઓ. એમ બહુવચનમાં બોલાય છે.

### અભ્યાસ પાઠ ૪૬.

## નીચેનાં વાક્યોમાંથી **બહુવચનના** શબ્દો બતાવો.

૧ છોકરાઓ હારમાં ઉભા છે. ૨ મારી ચોપડીઓ નવી છે. ૩ ઝાડ ઉપર પાંદડાં હોય છે. ૪ ટાટના કાગળો બને છે. ૫ સુથારે ખુરશીઓ બનાવી. ૬ માણુસો દોડી આવ્યાં. ૭ મારાં લુગડાં ચોકખાં છે. ૮ તમારા ભાઇઓ ભલા છે. ૯ તમને વાતો કરતાં આવડે છે. ૧૦ ઘરનાં બારણાં ઉઘાડાં છે.

### અભ્યાસ પાઠ ૪૭.

## નીચેનાં વાક્યોમાં ખાલી જગાઓ **બહુવચનનાં નામ** અથવા **સર્વનામથી** ભરો.

૧ ... આજે મોડા આવ્યા. ૨ ... બેસી જાઓ. ૩ બે ... ભાગેલી છે. ૪ ... ફરવા જઇશું. ૫ મારા ... ખરા છે. ૬ ચા માટે પ્યાલા ને ... જોઇશે. ૭ જમશેદે પહેરેલાં ... ઝીણાં છે. ૮ દરીઆમાં ... ચાલે છે. ૯ અમારા ... પાછા આપો. ૧૦ પુસ્તકશાળામાં ... વાંચવાનાં હોય છે.

### અભ્યાસ પાઠ ૪૮.

બહુવચનમાં હોય તેવાં પાંચ નામ લખો.

### અભ્યાસ પાઠ ૪૯.

બહુવચનમાં હોય તેવાં પાંચ સર્વનામ લખો.

### અભ્યાસ પાઠ ૫૦.

બહુવચનમાં હોય તેવાં પાંચ ક્રિયાપદ લખો.

### અભ્યાસ પાઠ ૫૧.

એકવચનનાં પાંચ નામ લખી તેનું બહુવચન કરો.

---

## પાઠ ૧૨ મો.

### વિભકિત અને અર્થ.

નીચેનાં વાકયોમાંથી એવા પ્રત્યય* દેખાડો કે જેઓને એક નામનો બીજા નામની કે ક્રિયાપદની સાથે સંબંધ બતાવવા માટે જોડવામાં આવતા હોય.

૧ સિપાઇ ચોરને મારે છે. ૨ બાળકને રમત ગમે છે. ૩ તે છોકરાએ પિતાની આજ્ઞા માની. ૪ ગંગાને માટે

* વિભક્તિના પ્રત્યય આમાં 'પ્રત્યય' શબ્દ દરેક ગુજરાતી નિશાળોમાં એક સાધારણ શબ્દ થઇ પડેલો છે, અને છોકરાઓ તે સમજી શકે છે. 'વિભક્તિના પ્રત્યય' ને બદલે કોઇ વ્યાકરણ કર્તાઓએ બીજા શબ્દ વાપર્યા હોય એવું મારી જાણમાં નથી. પ્રત્યય= (પ્રતિ=બાજુ+અય્=જવું+અ=નાર.) શબ્દને છેડે

ચોપડી લાવીશ. ૫ ઘોડાને સારૂ ચણા જોઇશે. ૬ તાવથી શરીર ગરમ છે. ૭ રાજાનો કુંવર ભલો છે. ૮ નદીનું પાણી મીઠું છે. ૯ રામશંકરની ચોપડી ફાટેલી છે. ૧૦ આ ગામમાં સારાં માણસો વસે છે.

**વ્યાખ્યા**—એક નામનો બીજા નામની કે ક્રિયાપદની સાથે સંબંધ બતાવવા માટે જે પ્રત્યયો જોડવામાં આવે છે તેને **વિભકિત**ના પ્રત્યયો કહે છે.

---

(બાજુએ) આવનારા એક કે વધારે અક્ષરો. મતલબકે અંત્યાક્ષરો. 'અંત્યાક્ષર' આ શબ્દ 'પ્રત્યય' કરતાં પણ અઘરો છે. 'પ્રત્યય' શબ્દ બે રીતે વપરાય છે અને તેનો સરળ ભાષામાં નીચે પ્રમાણે અર્થ થાય છે. (૧) વિભક્તિના પ્રત્યય એટલે નામ કે સર્વનામને છેડે આવનાર અક્ષર, પણ એ અક્ષરોને નામ કે સર્વનામના શબ્દથી છુટા પાડી તેમનો અર્થ કરી શકાતો નથી. જેમ—છોકરા**ને**, છોકરા**એ**, છોકરાને **માટે**, છોકરા**થી**, છોકરા**નો** અને છોકરા**માં**. આમાં 'ને' એ, ને માટે, થી, નો, માં. વગેરે વિભક્તિના પ્રત્યયો છે તેમનો જુદો અર્થ કરી શકાતો નથી. (૨) શબ્દને છેડે બીજા આવનારા શબ્દ જેવા અક્ષરો કે જેઓને છુટા પાડવાથી તેમનો અર્થ થઇ શકે છે. જેમ—દોલતમંદ, અક્કલમંદ એમાં '**મંદ**' પ્રત્યય છે અને તેનો અર્થ '**વાળો**' એવો થાય છે. વાચન, લેખન, દર્શન, એમાં 'અન' પ્રત્યય છે તે **ભાવના** અર્થમાં વપરાએલો છે ને ધાતુ ઉપરથી ક્રિયાવાચક નામ બનાવે છે. ઐતિહાસિક, પૌરાણિક, નૈયાયિક, એમાં 'ઇક' પ્રત્યય છે અને તેનો અર્થ **અભ્યાસ કરનાર** કે **જાણનાર** એવો થાય છે. આ પ્રમાણે આ બીજી જાતના શબ્દોમાં પ્રત્યયોને છુટા પાડી તેનો અર્થ કરી શકાય છે.

**સૂચના**—રાજાનો કુંવર એમાં 'રાજા' અને 'કુંવર' એ બે નામો વચ્ચેનો સંબંધ 'નો' **પ્રત્યય** વડે માલમ પડે છે, પણ રાજા કુંવર એમ બોલવાથી તે બે નામો વચ્ચેનો સંબંધ જણાતો નથી. તેમજ રામશંકર ટોપી છે એમાં કાંઇ અર્થ કે સંબંધ જણાતો નથી, પણ રામશંકરની ટોપી છે એમ કહીએ ત્યારેજ રામશંકર અને ટોપી એ બે નામો વચ્ચેનો સંબંધ 'ની' વડે સમજાય છે. વળી ગોળી માર્યો એમ કહેવાથી કાંઇ અર્થ સમજાતો નથી, પણ ગોળીએ માર્યો અથવા ગોળીથી માર્યો એમ કહીએ, ત્યારે ગોળી (નામ) અને માર્યો (ક્રિયાપદ) વચ્ચેનો સંબંધ 'એ' કે 'થી' વડે માલમ પડે છે. વળી 'તેઓ ટોપી' એમ કહેવાથી કાંઇ અર્થ સમજાતો નથી, પરંતુ તેઓની ટોપી એમ કહીએ ત્યારે તેઓ ( સર્વનામ ) અને ટોપી ( નામ ) વચ્ચેનો સંબંધ 'ની' વડે સમજાય છે. આ પ્રમાણે નામનો અથવા સર્વનામનો નામ અને ક્રિયાપદ સાથે સંબંધ બતાવવાને કેટલાક પ્રત્યયો નામ કે સર્વ-નામને છેડે લગાડવામાં આવે છે તે **વિભક્તિના** પ્રત્યયો છે. આવી વિભક્તિઓ સાત છે. ( ૧ ) **પ્રત્યય નથી,** (૨) **ને,** (૩) **એ,** (૪) **ને**-વાસ્તે-સારૂ-માટે, (૫) **થી-થકી,** (૬) **નો-ની-નું-નાં-ના,** (૭) **માં,** અથવા **એ.**

ઉપરની સાતે વિભક્તિઓ નામ અને સર્વનામને એકવચન અને બહુવચનના રૂપમાં નીચે પ્રમાણે લાગે છે. પહેલી વિભક્તિનો પ્રત્યય નથી, માટે જે નામ કે સર્નનામને છેડે પ્રત્યય હોતો નથી તેની પહેલી વિભક્તિ સમજવી. જેમ—છોકરો, ગામ, હું, તું, વગેરે.

'છોકરો' એ નામને સાતે વિભક્તિઓ નીચે પ્રમાણે લગાડી શકાય છે.

## છોકરો ( નામ ).

| વિભક્તિ. | એકવચન. | પ્રત્યય. | બહુવચન. | પ્રત્યય. |
|---|---|---|---|---|
| (૧) | છોકરો | ... | છોકરા, છોકરાઓ. | ... |
| (૨) | છોકરા | ને | છોકરા છોકરાઓ | ને. |
| (૩) | છોકરે (એમાં છેડે 'એ' રહેલો છે). છોકરા | એ. | છોકરા છોકરાઓ | એ. |
| (૪) | છોકરા | ને માટે, વાસ્તે, સારૂ. | છોકરા છોકરાઓ | ને માટે, વાસ્તે, સારૂ. |
| (૫) | છોકરા | થી, થકી. | છોકરા છોકરાઓ | થી, થકી. |
| (૬) | છોકરા | નો, ની, નું, ના, નાં | છોકરા છોકરાઓ | નો, ની, નું, ના, નાં. |
| (૭) | છોકરા | માં. | છોકરા છોકરાઓ | માં. |

ઉપર પ્રમાણે નામના બીજા દાખલાઓ લઇ તે દરેકને ઉપર પ્રમાણે સાતે વિભક્તિઓ લગાડતાં શીખવવું.

સાતે વિભક્તિઓના અર્થ એટલે તે નીચે પ્રમાણે કયા કયા અર્થમાં વપરાય છે તે.

## પહેલી વિભક્તિ ( ... ).

કર્તા, કર્મ, સંબોધન અને પરિમાણ વગેરે જણાવનાર શબ્દને પહેલી વિભક્તિ હોય છે; જેમ—

**કર્તા**—( ક્રિયાનો કરનાર. ) છોકરો દોડે છે. એમાં '**છોકરો**' ૧ લી વિ. **કર્તાના** અર્થમાં છે. ( કેટલાક વ્યાકરણ કર્તા ૧ લી વિ. કર્તાના અર્થમાં હોય તેને ૩ જી વિભક્તિમાં ગણે છે.)

**કર્મ**—( ક્રિયા જેના ઉપર લાગુ પડે તે. ) છોકરે ચોપડી વાંચી. એમાં '**ચોપડી**' ૧ લી વિ. **કર્મના** અર્થમાં છે. ( ૧ લી વિ. કર્મના અર્થમાં વપરાય છે તેને કેટલાક વ્યાકરણ કર્તા બીજી વિભક્તિમાં ગણે છે. )

**સંબોધન**—( અમુકને સંબોધીને કહેવું. ) ગોર માહારાજ, મહેતાજી સાહેબ. એમાં '**માહારાજ, સાહેબ**' ૧ લી વિ. **સંબોધનના** અર્થમાં છે.

**પરિમાણ**—(માપ.) બે પ્યાલા દૂધ પીધું. એમાં 'પ્યાલા' ૧ લી વિ. **પરિમાણના** અર્થમાં છે.

## બીજી વિભક્તિ ( ને ).

**કર્મ** અને **સંબંધાર્થે** બીજી વિભક્તિ આવે છે.

**કર્મ**—( ક્રિયા જેના ઉપર લાગુ પડે તે.) શેઠ નોકરને બોલાવે છે. એમાં '**નોકરને**' બીજી વિ. **કર્મના** અર્થમાં છે. રાજાએ મને પ્રધાન બનાવ્યો. એમાં પ્રધાન **કર્મ** અને મને **ગૌણકર્મના** અર્થમાં છે.

**સંબંધાર્થ**—(સગાઇ કે કબજો બતાવે.) રાજાને બે કુંવર છે. એમાં '**રાજાને**' બીજી વિ. **સંબંધાર્થ**માં છે.

## ત્રીજી વિભક્તિ ( એ ).

**કર્તા, કરણ, કારણ, પરિમાણ, મૂલ, અંગવિકાર, સાહિત્ય** અને **અધિકરણ** વગેરે જણાવનારા સબ્દને ત્રીજી વિભક્તિ હોય છે.

**કર્તા**—( ક્રિયાનો કરનાર. ) છોકરે ચોપડી વાંચી. એમાં '**છોકરે**' ત્રીજી વિ. **કર્તાના** અર્થમાં છે.

**કરણ**—(હથિયાર, સાધન.) સિપાઇએ ચોરને ગોળીએ માર્યો. એમાં '**ગોળીએ**' ત્રીજી વિ. **કરણના** અર્થમાં છે.

**કારણ**—સબબ–હેતુ.) તાવે માથું દુખે છે. એમાં '**તાવે**' ત્રીજી વિ. **કારણના** અર્થમાં છે.

**પરિમાણ**—( માપ. ) ઘોડો ઘડીએ ગાઉ ચાલે છે. એમાં '**ઘડીએ**' ત્રીજી વિ. **પરિમાણના** અર્થમાં છે.

**મૂલ**—( કિંમત. ) નારંગી ત્રણ રૂપીએ ડઝન મળે છે. એમાં '**રૂપીએ**' ત્રીજી વિ. **મૂલના** અર્થમાં છે.

**અંગવિકાર**—( શરીરની ખોડ. ) તે છોકરો પગે લંગડો છે. એમાં '**પગે**' ત્રીજી વિ. **અંગવિકારના** અર્થમાં છે.

**સાહિત્ય**—(સોબત.) પેલો રાજા બસેં ઘોડે આવ્યો. એમાં '**ઘોડે**' ત્રીજી વિ. **સાહિત્યના** અર્થમાં છે.

**અધિકરણ**—( જગા. ) ખીટીએ ટોપી ભેરવ. એમાં '**ખીટીએ**' ત્રીજી વિ. અધિકરણના અર્થમાં છે. (૩ જી વિ. અધિકરણના અર્થમાં આવે છે તેને કેટલાક સાતમી વિભકિત ઠેકાણાના અર્થમાં ગણે છે.)

## ચોથી વિભકિત ( ને ).

**સંપ્રદાન**—( ખેરાતમાં આપવું. ) રાજા બ્રાહ્મણને દક્ષિણા આપે છે. એમાં ,**બ્રાહ્મણને**' ચોથી વિ. **સંપ્રદાનના** અર્થમાં છે.

આ સિવાય ચોથી વિભક્તિ માટે, સારૂ, વાસ્તે, વગેરે શબ્દયોગી અવ્યયની પહેલાં વપરાય છે. જેમ—છોકરાનેમાટે, ગંગા બેનનેસારૂ, રામશંકરનેવાસ્તે. આ વાકયોમાં 'માટે, સારૂ, વાસ્તે.' આ શબ્દયોગી અવ્યયોની પહેલાં ચોથી વિ. નો 'ને' આવેલો છે.

## પાંચમી વિભક્તિ ( થી, થકી ).

**અપાદાન** ( એટલે અવધિ, વિયોગ, ન્યુનાધિકતા, ) **કરણ**, **અને કારણ** વગેરે જણાવનારા શબ્દને પાંચમી વિ. હોય છે.

**અવધિ**—(છેડું.) મુંબાઇથી સુરત એકસો બાસેઠ માઇલ કહેવાય છે. એમાં '**મુંબઇથી**' પાંચમી વિ. **અવધિના** અર્થમાં છે.

**વિયોગ**—( જુદા પડવું. ) હું મુંબાઇથી નીકળ્યો. એમાં '**મુંબઇથી**' પાંચમી વિ. **વિયોગના** અર્થમાં છે.

**ન્યુનાધિકતા**—( નાનું મોટું બતાવવું. ) સુરતથી મુંબઇ મોટું છે. એમાં '**સુરતથી**' પાંચમી વિ. **ન્યુનાધિકતાના** અર્થમાં છે.

**કરણ**—(હથિયાર.) સિપાઇએ વાઘને ભાલાથી માર્યો. એમાં '**ભાલાથી**' પાંચમી વિ. **કરણના** અર્થમાં છે.

**કારણ**—(સબબ.) તાવથી શરીર કંપે છે. એમાં '**તાવથી**' પાંચમી વિ. **કારણના** અર્થમાં છે.

## છઠ્ઠી વિભક્તિ ( નો, ની, નું, ના, નાં ).

ઘણી જાતના સંબંધ દેખાડવામાં છઠ્ઠી વિભક્તિ આવે છે.

**સંબંધ**—( સગાઇ, કબજો. ) રાજાનો કુંવર, મગનલાલની ચોપડી, નદીનું માછલું. એમાં '**રાજાનો, મગનલાલની, નદીનું**' છઠ્ઠી વિ. **સંબંધના** અર્થમાં છે.

## સાતમી વિભક્તિ ( માં ).

ઠેકાણું જણાવનારા શબ્દને સાતમી વિભક્તિ હોય છે.

**ઠેકાણાર્થે**—(જગાના અર્થમાં.) ઘરમાં જા. એમાં '**ઘરમાં**' સાતમી વિ. **ઠેકાણાના** અર્થમાં છે.

ઉપર પ્રમાણે સાતે વિભક્તિઓના અર્થ જુદા જુદા દાખલાઓ વડે સમજાવવા.

## અભ્યાસ પાઠ ૫૨.

નીચેનાં વાક્યોમાંનાં નામોને છેડે આવેલા **પ્રત્યયો કઇ કઇ વિભક્તિના છે** તે બતાવો.

૧ સોરાબને ઘેર મગનલાલ જશે. ૨ તમારૂં નામ શું? ૩ હું બાગમાં જઇશ. ૪ દેવશંકરને માટે દૂધ લાવો. ૫ ગરમીથી માથું દુખે છે. ૬ ખેડુતો હળવડે ખેડે છે. ૭ તે માણસને બે દિકરા છે. ૮ રાજાનો કુંવર શાણો છે. ૯ નદીમાં માછલાં હોય છે. ૧૦ તેઓ સુરતથી આવશે.

## અભ્યાસ પાઠ ૫૩.

નીચેનાં વાક્યોમાંનાં નામોને છેડેની **ખાલી જગાઓ વિભક્તિઓના પ્રત્યયોથી** ભરો.

૧ નદી... પાણી છે. ૨ જયાનંદ... દાખલા ખરા છે. ૩ સિપાઇ... વાઘને માર્યો. ૪ દેવશંકર... નકશો છે. ૫ જહાંગીર... માટે દવા લાવો. ૬ મોહન... લખાશે નહિ. ૭ તળાવ... પાણી નથી. ૮ દરીઆ... પાણી ખારૂં છે. ૯ તેઓ કલકત્તે... અહીં આવશે. ૧૦ તમારી ચોપડી જહાંગીર... આપો.

## અભ્યાસ પાઠ ૫૪.

**ચોપડી, ટોપી** અને **ઘોડો** એ નામોને **એકવચન** અને **બહુવચનમાં સાતે વિભક્તિઓ** લગાડો.

## અભ્યાસ પાઠ ૫૫.

**એકથી સાતે વિભક્તિઓ કયા કયા અર્થમાં વપરાય** છે તે દાખલા સાથે લખો.

---

# પાઠ ૧૩ મો.

## સર્વનામના પ્રકાર.

---

### (૧) પહેલોપુરૂષ સર્વનામ.

નીચેનાં વાક્યોમાંથી એવાં સર્વનામ દેખાડો કે તે બોલનાર **પોતાનાજ નામની જગાએ** એટલે પોતાના નામને બદલે વાપરતાં હોય.

૧ હું તમને ચોપડી આપીશ. ૨ તમારો કોથળો હું લઇશ. ૩ તમે મારે ઘેર આવજો. ૪ અમે જમીને આવીશું. ૫ મારા મામા ગાડી લાવશે. ૬ આપણે બગીચામાં રમીશું. ૭ મને ચા ભાવતી નથી. ૮ મેં દૂધ પીધું છે. ૯ મારે માટે ગાડીની જરૂર નથી. ૧૦ મારામાં અશક્તિ વધતી જાય છે.

**વ્યાખ્યા**—બોલનાર પોતાનાજ નામની જગાએ એટલે પોતાના નામને બદલે જે શબ્દ વાપરે છે તે શબ્દને **પહેલોપુરૂષ** સર્વનામ કહે છે.

**સૂચના**—બોલનાર પોતાના નામની જગાએ સર્વનામ વાપરવાને 'બદલે પોતાનુંજ નામ વાપરે તો તે સાંભળનારને ઠીક લાગતું નથી, ને તેનો અર્થ જુદોજ થઇ જાય છે એટલે તે વાક્ય ખોટું પડે છે. જેમ બોલનારનું નામ જાણે કે મોતીલાલ હોય, હવે મોતીલાલ દૂધ પીવાનું કહેતો હોય તો 'હું દૂધ પીશ' તેને બદલે '**મોતીલાલ** દૂધ પીશ' એમ બોલે તો તે સાંભળનારને ઠીક લાગે નહિ અને એ વાક્ય ખોટું કહેવાય. 'મોતીલાલ દૂધ પીશે' એમ

મોતીલાલ પોતે બોલે તો સાંભળનાર બોલનાર માણસથી 'મોતીલાલ' કોઈ જુદોજ માણસ હશે એમ સમજે. આમ ખરા અર્થને બદલે જુદોજ અર્થ થઇ જાય અને વાક્ય ખોટું પડે છે, માટે નીચે પ્રમાણે બોલનારે પોતાના નામની જગાએ સર્વનામના શબ્દો વાપરી બોલવું જોઇએ.

હું દૂધ પીશ. એમાં બોલનાર પોતાના નામની જગાએ 'હું' વાપરે છે; મને પેંડા આપો. એમાં બોલનાર પોતાના નામની જગાએ '**મને**' વાપરે છે અને મારી ચોપડી છે. એમાં બોલનાર પોતાના નામની જગાએ '**મારી**' વાપરે છે; માટે આ વાક્યોમાં 'હું, **મને** અને **મારી**' એ **પહેલોપુરૂષ** સર્વનામ કહેવાય.

પહેલોપુરૂષ સર્વનામ 'હું'નાં એકવચન અને બહુવચનમાં સાતે વિભક્તિઓનાં રૂપ નીચે પ્રમાણે થાય છે.

'હું' **પહેલોપુરૂષ** સર્વનામ.

| વિભક્તિ. | એકવચનનાં રૂપ. | બહુવચનનાં રૂપ. |
|---|---|---|
| ૧ | હું | હમે-અમે. |
| ૨ | મને | હમને-અમને. |
| ૩ | મેં, મારે. | હમે, હમારે, હમોએ. અમે, અમારે, અમોએ. |
| ૪ | મને, મારે માટે-વાસ્તે-સારૂ. | હમને, હમારે માટે-વાસ્તે-સારૂ. અમને, અમારે માટે-વાસ્તે-સારૂ. |
| ૫ | મારાથી-થકી. | હમારાથી-થકી. અમારાથી-થકી. |
| ૬ | મારો-રી-રૂ-રા-રાં. | હમારો-રી-રૂ-રા-રાં. અમારો-રી-રૂ-રા-રાં. |
| ૭ | મારામાં. | હમારામાં-અમારામાં. |

બોલનાર એક કરતાં વધારે હોય તો પોતાનાં સામટાં નામોને બદલે આપણ, આપણો, આપણી, આપણું એમ બહુવચનના બોલ વાપરે છે. જેમ—આપણી નિશાળ. આમાં બોલનાર પોતાનાં નામોની જગાએ 'આપણી' વાપરે છે અને બોલનારના પક્ષમાં એકથી વધુ માણસની સંખ્યા હોય તેમ સમજાય છે, માટે '**આપણી**' એ **પહેલોપુરૂષ** સર્વનામ **બહુવચનનું** રૂપ છે. અને આપણી, આપણો, આપણું એ આપણ ઉપરથી થયેલા શબ્દો છે. જેમ—આપણો બગીચો, આપણી નિશાળ, આપણું ઘર વગેરે.

સર્વનામને નામની પેઠે વિભકિતના પ્રત્યયો લાગે છે, પણ કેટલાક શબ્દોમાં બોલવાની રૂઢી પ્રમાણે ફેરફાર કરવો પડે છે. 'હું' ની બીજી વિભકિત 'હુંને' નહિ પણ 'મને' બોલવાની રૂઢી છે, તેમ ત્રીજી વિભકિત 'હુંએ' નહિ પણ 'મેં' બોલવાની રૂઢી છે. માટે સર્વનામને વિભકિતઓ લગાડતાં તેના રૂપને બોલવાની રૂઢી પ્રમાણે બોલવાં.

**પહેલા** અને **બીજાપુરૂષ** સર્વનામને એકવચન અને બહુ-વચનમાં છઠ્ઠી વિભકિતના '**નો, ની, નું, ના, નાં.**' પ્રત્યયોને બદલે અનુક્રમે '**રો, રી, રૂ, રા, રાં**' વપરાય છે તે ખાસ યાદ રાખવું. પહેલો પુ. સર્વનામના એકવચનના રૂપમાં હુંનો, હુંની, હુંનું વગેરેને બદલે અનુક્રમે **મારો, મારી, મારૂં.** અને બહુવચનના રૂપમાં **અમારો, અમારી, અમારૂં** થાય છે. તેમજ બીજોપુરૂષ સર્વનામના એકવચનના રૂપમાં તુંનો, તુંની, તુંનું ને બદલે **તારો, તારી, તારૂં** અને બહુવચનમાં **તમારો, તમારી, તમારૂં** થાય છે.

સર્વનામને જે નામની જગાએ મૂકવામાં આવ્યું હોય છે તે નામ પ્રમાણે તે સર્વનામની જાતિ થાય છે. જેમ—છોકરી આવશે તેને બદલે તે આવશે એમ બોલીએ, તો આ વાકયોમાં 'છોકરી' ને બદલે 'તે' સર્વનામ વાપરેલું છે માટે 'તે' ની 'છોકરી' પ્રમાણે નારીજાતિ થાય છે. વળી છોકરો આવશે તેને બદલે તે આવશે એમ હોય, તો 'તે' ની નરજાતિ થાય છે. કારણકે 'તે' સર્વનામ 'છોકરો' નરજાતિને બદલે મૂકેલું છે.

### અભ્યાસ પાઠ ૫૬.

નીચેનાં વાકયોમાંથી **પહેલોપુરૂષ** સર્વનામના શબ્દો બતાવો.

૧ મને બરફી ભાવે છે. ૨ મારી ચોપડી સારી છે. ૩ હું વહેલો આવીશ. ૪ મારેમાટે બે ચોપડીઓ જોઇશે. ૫ મારાથી દુઃખ ખમાતું નથી. ૬ અમારામાં હોશિયાર છોકરાઓ છે. ૭ અમને ઘેર પહોંચાડો. ૮ અમારાથી ત્યાં જવાશે નહિ. ૯ મેં ચાર દાખલા ગણ્યા. ૧૦ અમે આવતા હતા.

### અભ્યાસ પાઠ ૫૭.

નીચેનાં વાકયોમાંની ખાલી જગાઓ **પહેલાપુરૂષ સર્વનામના** એકવચન કે બહુવચનના શબ્દ મૂકી ભરો.

૧ ... રોટલી ખાઇશું. ૨ તે છોકરે ... લાકડી મારી. ૩ ... ઘેર જાઉં છું. ૪ ... બરફી ખાઉં છું. ૫ ... નામ રંગીલદાસ છે. ૬ આવું દુઃખ ... ખમાતું નથી. ૭ તમે ને ... સાથે જઇશું. ૮ ... તમને કાગળ લખ્યો હતો. ૯ ... ત્યાં શું કામ છે? ૧૦ ... દાખલા ગણ્યા.

### અભ્યાસ પાઠ ૫૮.

**પહેલાપુરૂષ** સર્વનામનાં **સાતે વિભક્તિઓમાં એક-વચન અને બહુવચનનાં** રૂપ લખો.

### અભ્યાસ પાઠ ૫૯.

'આપણ' સર્વનામનાં **સાતે વિભક્તિઓનાં** રૂપ લખો.

---

## પાઠ ૧૪ મો.

## સર્વનામના પ્રકાર.

---

### બીજોપુરૂષ સર્વનામ.

નીચેનાં વાક્યોમાંથી એવાં **સર્વનામ** દેખાડો કે બોલ-નાર જેની સાથે વાત કરતો હોય તે **માણસના નામને બદલે** વપરાતાં હોય.

૧ મોતીલાલ, તમે તેઓને બોલાવજો. ૨ છગનલાલ, તારી ચોપડી મને આપ. ૩ જગુભાઇ, તમારી સાથે બેનને લાવજો. ૪ ગાંડાભાઇ, તમને શું ભાવે છે? ૫ ગુરૂદેવ, આપે મારા ઉપર કૃપા કરી છે. ૬ જયાનંદ, તમે તે વાત નાનાભાઇને કરી હતી? ૭ સોરાબજી, મને તમારૂં ઘર બતાવજો. ૮ રામશંકર, તારામાં ઘણી અક્કલ છે. ૯ બુલાખી, તું મારે ઘેર આવજે. ૧૦ બાબુભાઇ, હું તને ખાવાનું આપીશ.

**વ્યાખ્યા**—બોલનાર જેની સાથે વાત કરતો હોય તે માણસના નામને બદલે જે શબ્દ વાપરે છે તેને **બીજોપુરૂષ સર્વનામ** કહે છે.

**સૂચના**—તું જા, તમે બેસો, તારૂં કામ નથી. આ વાક્યોમાં બોલનાર જેની સાથે વાત કરે છે તે માણસના નામને બદલે 'તું', તમે, તારૂં' વગેરે શબ્દો વાપરે છે, માટે **'તું, તમે, તારૂં.' એ બીજોપુરૂષ** સર્વનામ છે.

બોલનાર કેટલીક વખત 'તું' ની જગાએ માન આપવાને બહુવચનમાં **'તમે'** કે **'આપ'** વાપરે છે. જેમ—તું કરીશ. માનમાં તમે કરશો અથવા આપ કરશો. આવી રીતે **માનમાં** 'તું' ને બદલે **'તમે'** અથવા **'આપ'** વપરાય છે.

બીજોપુરૂષ સર્વનામ 'તું' નાં એકવચન અને બહુવચનમાં સાતે વિભક્તિઓનાં રૂપ નીચે પ્રમાણે થાય છે.

'તું' **બીજોપુરૂષ** સર્વનામ.

| વિભકિત. | એકવચનનાં રૂપ. | બહુવચનનાં રૂપ. |
|---|---|---|
| ૧ | તું. | તમે. |
| ૨ | તને. | તમને. |
| ૩ | તેં, તારે. | તમે, તમારે, તમોએ. |
| ૪ | તને, તારેમાટે–વાસ્તે–સારૂ. | તમને, તમારે માટે-વાસ્તે-સારૂ. |
| ૫ | તારાથી–થકી. | તમારાથી–થકી. |
| ૬ | તારો–રી–રૂ–રા- રાં. | તમારો–રી–રૂ–રા–રાં. |
| ૭ | તારામાં. | તમારામાં. |

## અભ્યાસ પાઠ ૬૦.

નીચેનાં વાક્યોમાંથી **બીજોપુરૂષ** સર્વનામના શબ્દો બતાવો.

૧ હું ને તું બંને જઇશું. ૨ અમે તમને બોલાવીશું. ૩ મારા પૈસા તમે ગણ્યા હતા. ૪ મેં તારી ચોપડી જોઇ નથી. ૫ તેં મને તો કંઇ આપ્યું નથી. ૬ અમે તારે માટે રમકડાં લાવીશું. ૭ તારાથી એ કામ બનશે. ૮ તારામાં ઘણું ડહાપણ છે. ૯ તમારાથી એ કામ બને તો ઠીક. ૧૦ તમારામાં તે કંઇ ખામી હોય!

## અભ્યાસ પાઠ ૬૧.

નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ **બીજોપુરૂષ** સર્વનામના **એક કે બહુવચનના** શબ્દો મૂકી ભરો.

૧ હું ... ચોપડી આપીશ. ૨ ... વહેલા આવજો. ૩ ... એ કામ બનશે. ૪ આ દાખલો ... કોણ શીખવશે? ૫ ... કયારે પધારશો? ૬ ... નકશો મને આપો. ૭ ... રોજ ફરવા જજો. ૮ ત્યાં ... શું કામ છે? ૯ ... પાઠ વાંચ્યો. ૧૦ ... માટે મહેનત કરીશ.

## અભ્યાસ પાઠ ૬૨.

**બીજોપુરૂષ** સર્વનામનાં **સાતે વિભકિતઓમાં એકવચન અને બહુવચનનાં** રૂપ લખો.

## અભ્યાસ પાઠ ૬૩.

'આપ' **બીજોપુરૂષ** સર્વનામનાં **સાતે વિભક્તિઓનાં** રૂપ લખો.

---

# પાઠ ૧૫ મો.

## સર્વનામના પ્રકાર.

---

### ત્રીજોપુરૂષ સર્વનામ.

નીચેનાં વાક્યોમાંથી એવાં **સર્વનામ** દેખાડો કે બોલનાર જે ત્રીજા માણસના વિષે વાત કરતો હોય તે **ત્રીજા માણસના નામને બદલે વપરાતાં હોય.**

૧ હું તમને તેઓની (દયારામની) હકીકત કહીશ. ૨ તેઓને (મોતીલાલને) બોલાવવા હું તમને કહેતો નથી. ૩ તમે તેની (નારાયણની) ચોપડી લેતા નહિ. ૪ તેઓને માટે (રામલાલને માટે) મારે આવવું પડયું. ૫ તેણે (રમણલાલે) મને ટિકિટના પૈસા આપેલા છે. ૬ આપણે તેઓને (ચંપકલાલને) ઘેર જઈશું. ૭ તેનું (ચુનીલાલનું) માથું દુખે છે. ૮ તેણે (છગનલાલે) ગાડીમાં મુસાફરી કરી હતી. ૯ હું તો તેને (પ્રાણલાલને) રોજ ચાહું છું. ૧૦ હું તેઓને માટે (દેવશંકરને માટે) દયા લાવીશ.

**વ્યાખ્યા**—બોલનાર બીજા માણસની આગળ ત્રીજા માણસના વિષે વાત કરતાં ત્રીજા માણસના નામને બદલે જે શબ્દો વાપરે છે તેને **ત્રીજોપુરૂષ** સર્વનામ કહે છે.

**સૂચના**—હું તમને તેઓની હકીકત કહીશ. આ વાકયમાં બોલનાર પોતાના નામને બદલે 'હું', જેની આગળ વાત કરે છે તેના નામને બદલે 'તમને', અને જે ત્રીજા માણસના વિષે વાત કરે છે તે ત્રીજા માણસના નામને બદલે 'તેઓની' શબ્દ વાપરે છે. માટે '**તેઓની**' એ **ત્રીજોપુરૂષ** સર્વનામ છે. તેમજ હું તને તેનું ઘર બતાવીશ. એ વાકયમાં '**તેનું**' **ત્રીજો પુરૂષ** સર્વનામ છે.

આ સિવાય 'પોતે' અને 'કોણ' બીજાં સર્વનામ છે તે તમે શીખી ગયા છો. '**પોતે**' સર્વનામ **ત્રણેપુરૂષમાં** વપરાય છે, જેમ-હું પોતે, તું પોતે, અને તે પોતે. 'કોણ' સર્વનામ ત્રીજાપુરૂષમાં વપરાય છે. મારી સાથે કોણ હતું? એ વાકયમાં બોલનાર બીજા માણસ આગળ ત્રીજાના નામને બદલે 'કોણ' સર્વનામ વાપરે છે, માટે '**કોણ**' **ત્રીજોપુ.** સર્વનામ છે. પોતે અને કોણ સર્વનામને નામની પેઠેજ વિભક્તિઓના પ્રત્યયો લાગે છે.

**આ, એ, પેલો** અને **ઓલ્યો.** એ દર્શક સર્વનામ છે. આ છોકરો, એ છોડી. એમાં '**આ**' ને '**એ**' નજીકના (નજર આગળના) નામને માટે વપરાય છે; પેલો છોકરો, ઓલ્યો માણસ. એમાં '**પેલો**' ને 'ઓલ્યો' એકજ અર્થના શબ્દો છે ને તે જરા દૂરના (નજર બહારના) નામને માટે વપરાય છે. ('ઓલ્યો' કાઠિઆવાડ તરફ વપરાય છે.) આવી રીતે નજીકના કે દૂરના પદાર્થ દેખાડવા માટે જે શબ્દો નામને માટે વપરાય છે તેને દર્શક **સર્વનામ** કહે છે.

'**જે**' ને '**તે**' આ બે સર્વનામ એક બીજાનાં સંબંધી સર્વનામ છે. વાકયમાં 'જે' શબ્દ વાપરીએ એટલે પછી 'તે' વાપરવોજ પડે છે. જેમકે—તમે **જે** વાત કહી હતી **તે** સાચી પડી. એમાં 'જે' ને 'તે' નો એક બીજા સાથે સંબંધ રહેલો છે તે ઉપરથી તેને **સંબંધી સર્વનામ** કહે છે.

ત્રીજોપુરૂષ સર્વનામ 'તે'નાં એકવચન અને બહુવચનમાં સાતે વિભક્તિઓનાં રૂપ નીચે પ્રમાણે થાય છે.

## 'તે' ત્રીજોપુરૂષ સર્વનામ.

| વિભક્તિ. | એકવચનનાં રૂપ. | બહુવચનનાં રૂપ. |
|---|---|---|
| ૧ | તે. | તેઓ. |
| ૨ | તેને. | તેઓને. |
| ૩ | તેણે. | તેમણે-તેઓએ. |
| ૪ | તેને માટે-વાસ્તે-સારૂ. | તેમને માટે-વાસ્તે-સારૂ.<br>તેઓને માટે-વાસ્તે-સારૂ. |
| ૫ | તેથી-થકી; તેનાથી-થકી. | તેઓથી-થકી; તેઓનાથી-થકી. |
| ૬ | તેનો-ની-નું-ના-નાં. | તેમનો-ની-નું-ના-નાં.<br>તેઓનો-ની-નું-ના-નાં. |
| ૭ | તેમાં, તેનામાં | તેઓમાં, તેઓનામાં, તેમનામાં. |

## અભ્યાસ પાઠ ૬૪.

નીચેનાં વાક્યોમાંથી **ત્રીજોપુરૂષ** સર્વનામના શબ્દો બતાવો.

૧ તમે તેઓને બોલાવજો. ૨ હું તેને સાથે લાવીશ. ૩ તેણે મને લાકડી મારી. ૪ તેઓએ તમને શું આપ્યું? ૫ તમે તેનું નામ આપો. ૬ તેમના ઘરમાં ઘણી ચીજો છે. ૭ મારાથી તેમની સાથે જવાને બનશે નહિ. ૮ તે ચા પીતો નથી. ૯ તેઓ જલદી આવશે. ૧૦ તેનામાં શું ખામી છે તે બતાવો.

### અભ્યાસ પાઠ ૬૫.

નીચેનાં વાક્યોમાંથી ખાલી જગાઓ **ત્રીજોપુરૂષ સર્વનામના એક કે બહુવચનના શબ્દો મૂકી ભરો.**

૧ મારી ને તમારી ચા ... પી ગયો. ૨ તમે ... બોલાવજો. ૩ ... મારી ચોપડીમાં લખશે. ૪ મારે ઘેર તમે ... લઇ આવજો. ૫ ... માએ તમને શું આપ્યું? ૬ તમને ... નામ યાદ છે? ૭ મારી સાથે બીજું ... આવશે? ૮ અમારી પરીક્ષા તો ... પોતેજ કરશે. ૯ ... મને ધક્કો માર્યો. ૧૦ હું ... ઘેર જઇશ નહિ.

### અભ્યાસ પાઠ ૬૬.

**ત્રીજોપુરૂષ** સર્વનામનાં સાતે **વિભક્તિઓમાં એકવચન** અને **બહુવચનનાં** રૂપ લખો.

### અભ્યાસ પાઠ ૬૭.

'પોતે' નાં **સાતે વિભક્તિઓનાં** રૂપ લખો.

### અભ્યાસ પાઠ ૬૮.

'કોણ' નાં **સાતે** વિભક્તિઓનાં રૂપ લખો.

---

## પાઠ ૧૬ મો.

### વિશેષણના પ્રકાર.

---

### (૧) વિકારી વિશેષણ.

નીચેનાં વાક્યોમાંથી એવાં **વિશેષણો** દેખાડો કે જેઓના રૂપમાં ફેરફાર થતો હોય.

૧ તે સારો છોકરો છે. ૨ મારા મોટા ભાઇ આવશે. ૩ સાચાં માણસ પરમેશ્વરને વહાલાં છે. ૪ ડાહ્યાં છોકરાં હઠ કરતાં નથી. ૫ મારો નાનો ભાઇ સાથે આવશે. ૬ હું કાળા રંગની ટોપી પસંદ કરૂછું. ૭ જાડાં માણસને કપડું વધારે જોઇશે. ૮ ઠંડીમાં ઝીણાં કપડાં કામનાં નથી. ૯ તેને લાંબે રસ્તે જવાનું છે. ૧૦ ઉંચી દીવાલની ટોપી ઠીક લાગે છે.

**વ્યાખ્યા**—જે વિશેષણના રૂપમાં ફેરફાર થાય છે તેને **વિકારી વિશેષણ કહે છે.**

**સૂચના**—પહેલા ભાગમાં ગુણવાચક અને સંખ્યાવાચક વિશેષણો વિષે કહેવામાં આવેલું છે, હવે આ પાઠમાં **વિકારી** અને **અવિકારી** વિશેષણો કયાં છે તે આપણે જોઇએ. વિકાર ઉપરથી વિકારી શબ્દ થયો છે. વિકાર=ફેરફાર અને ઇ=વાળું. એટલે કે ફેરફારવાળું. જેમ—સારો છોકરો, સારી છોકરી, સારૂ છોકરૂ. આમાં 'સારો' વિશેષણની સાથે તેના વિશેષ્ય 'છોકરા' ને બદલે છોકરી મૂકવાથી 'સારી' અને છોકરૂ મૂકવાથી 'સારૂ' એમ વિશેષ્યની જાતિ પ્રમાણે 'સારો, સારી સારૂ' વિશેષણના રૂપમાં ફેરફાર થાય છે એટલે કે 'સારો' વિશેષણને છેડે (ઓ) રહેલો છે, 'સારી' ને છેડે (ઇ) રહેલી છે અને 'સારૂ' ને છેડે (ઉ) રહેલું છે. એવીજ રીતે મોટો, મોટી અને મોટું; રાતો, રાતી અને રાતું. વગેરે વિશેષણોને છેડે જાતિ દેખાડનાર 'ઓ' 'ઇ' ને 'ઉ' રહેલું છે માટે તે **વિકારી વિશેષણો** છે. 'બહુ' એ વિશેષણ છે તેનો બહો, બહી કરી બોલાતું નથી, તેમજ કઠણ વિશેષણ છે તેનો કઠણો, કઠણી કે કઠણું કરી બોલાતું નથી એટલે કે તેઓને છેડે જાતિ દેખાડનાર 'ઓ,' 'ઇ,' કે 'ઉ' માં બોલાતું નથી, માટે 'બહુ' અને 'કઠણ' વિકારી વિશેષણો કહેવાય નહિ.

વિશેષણને તેના વિશેષ્યની પ્રમાણે જાતિ-વચન લાગે છે. જેમ—ડાહ્યો છોકરો. એમાં વિશેષ્ય 'છોકરો' નરજાતિ ને એકવચનમાં છે તો તેનું વિશેષણ 'ડાહ્યો' નું પણ નરજાતિ ને એકવચન કહેવાય. ડાહી છોકરી એમાં વિશેષ્ય 'છોકરી' નારીજાતિ ને એકવચનમાં છે તો તેનું વિશેષણ 'ડાહી' નું પણ નારીજાતિ ને એરવચન કહેવાય.

### અભ્યાસ પાઠ ૬૯.

નીચેનાં વાક્યોમાંથી **વિકારી** વિશેષણો બતાવો.

૧ સારી વાત સૌને ગમે. ૨ ડાહ્યા માણસો વિચારીને ચાલે છે. ૩ પેલો રાતો ઘોડો જાય છે. ૪ મોટા ઘરનું ભાડું વધારે છે. ૫ આકાશમાં ઘણા તારા હોય છે. ૬ હું ઉંચો ઘોડો પસંદ કરૂછું. ૭ ઉંચા મકાનની ભીત જાડી જોઇએ. ૮ ડાહી માનાં ડાહ્યાં છોકરાં. ૯ જુઠા માણસનો વિશ્વાસ કો ? ૧૦ તે સાચો છોકરો છે.

### અભ્યાસ પાઠ ૭૦.

નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ **વિકારી** વિશેષણો મૂકી ભરો.

૧ તમારા ... કાકાનું નામ શું ? ૨ ... સ્ત્રીઓ ઘરને શોભાવે છે. ૩ ઘણાં પાંદડાં ... રંગનાં હોય છે. ૪ દેવશંકર એક ... છોકરો છે. ૫ લખવામાં ... કાગળ વાપરજો. ૬ ત્યાં ... છોકરા એકઠા થયેલા છે. ૭ ... ચીજથી દાંત ખટાય છે. ૮ ઠંડીમાં ... કપડાં પહેરવાં જોઇએ. ૯ મારા વર્ગમાં ... છોકરા છે. ૧૦ તમારો ... ભાઇ ક્યાં છે ?

### અભ્યાસ પાઠ ૭૧.

વાકયમાં એક **વિકારી** વિશેષણ આવે તેવાં પાંચ વાક્યો લખો.

---

# પાઠ ૧૭ મો.

## વિશેષણના પ્રકાર.

---

### ( ૨ ) અવિકારી વિશેષણ.

નીચેનાં વાક્યોમાંથી એવાં **વિશેષણો** દેખાડો કે જેઓના રૂપમાં કાંઇ ફેરફાર થતો ન હોય.

૧ તે લાલ ઘોડો છે. ૨ આ ખરાબ કુતરો છે. ૩ આ નાજુક બાળકને રડાવતા નહિ! ૪ કઠણ ચીજો ઝટ ભાગતી નથી. ૫ મૂર્ખ છોકરા શીખતા નથી. ૬ મહેનતુ માણસો ભૂખે ન મરે. ૭ ઠંડીમાં ગરમ કપડાં હોય તો સારૂ. ૮ ત્યાં પ્રમાણિક માણસની જરૂર છે. ૯ તેણે પુષ્કળ પૈસા મેળવ્યા. ૧૦ દરીઆમાં બહુ માછલાં હોય છે.

**વ્યાખ્યા**—જે વિશેષણના રૂપમાં કાંઇ ફેરફાર થતો નથી તેને **અવિકારી વિશેષણ** કહે છે.

**સૂચના**—ખરાબ ચીજ, ખરાબ છોકરો, ખરાબ પાણી; તેમજ કઠણ પત્થર, કઠણ કામ અને કઠણ ગાદી. આ વાક્યોમાં 'ખરાબ' અને 'કઠણ' વિશેષણોમાં તેઓના વિશેષ્યની જાતિ પ્રમાણે ફેરફાર થતો નથી, એટલે કે તેઓને છેડે જાતિ દેખાડનાર 'ઓ,' 'ઇ,' કે 'ઉ' રહેલું નથી. માટે '**ખરાબ**' અને '**કઠણ**' **અવિકારી** વિશેષણો કહેવાય છે.

## અભ્યાસ પાઠ ૭૨.

નીચેનાં વાક્યોમાંથી **અવિકારી** વિશેષણો બતાવો.

૧ હું જરા વારમાં આવું છું. ૨ આ સફેદ કાગળ છે. ૩ મને લાલ ટોપી ગમે છે. ૪ તેનામાં ખરાબ ટેવ છે. ૫ ગરમ ચીજોનાં નામ હું જાણું છું. ૬ મૂર્ખ છોકરા હઠ કરે છે. ૭ તે કેવો સુંદર દેખાવ છે! ૮ તમે કોઇ પ્રમાણિક માણસને લઇ જજો. ૯ આ મજાની ચોપડી કોણે ફાડી? ૧૦ મને સરસ વાજું અપાવજો.

## અભ્યાસ પાઠ ૭૩.

નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ **અવિકારી વિશેષણો** મૂકી ભરો.

૧ આ ... ટોપી છે. ૨ તે ... છોકરો છે. ૩ ત્યાં કેવો ... દેખાવ છે! ૪ ... કાગળ કોણે ફાડયો? ૫ ઠંડીમાં તમે ... કપડાં પહેરજો. ૬ ... ચીજ ઝટ ભાગતી નથી. ૭ ... પાણી પીતા નહિ. ૮ તે ... પૈસા કમાયો. ૯ તે ... હૈયાનો માણસ છે. ૧૦ ... ગાદીમાં સૂવાથી પાસાં દુખે છે.

## અભ્યાસ પાઠ ૭૪.

વાક્યમાં એક **અવિકારી** વિશેષણ આવે તેવાં પાંચ વાક્યો લખો.



# પાઠ ૧૮ મો.

## અવ્યયના પ્રકાર.

---

### (૧) ક્રિયાવિશેષણ અવ્યય.

નીચેનાં વાક્યોમાંથી એવાં **અવ્યય** દેખાડો કે જેઓ ક્રિયાપદ સાથે સંબંધ રાખીને **વખત, જગા, રીત, નકાર, નક્કીપણું** કે **કારણ** બતાવવાના કોઈએક અર્થમાં વપરાએલાં હોય.

૧ રામ નિશાળે હમેશાં આવે છે, ૨ માળી બાગમાં નિત્ય જાય છે. ૩ પાઠ તો હું રોજ શીખું છું. ૪ તમે ત્યાં જજોજ. ૫ આમ કરવામાં ફાયદો નથી. ૬ જેમ ચા બનાવે છે તેમ કાફી બનાવે છે. ૭ તમે ઘેર જતા નહિ. ૮ સંપ ત્યાં જંપ છે. ૯ તમે મોડા કેમ આવ્યા? ૧૦ તમે ત્યાં જતા ના.

**વ્યાખ્યા**—જે અવ્યય ક્રિયાપદ સાથે સંબંધ રાખીને **વખત, જગા, રીત, નકાર, નક્કીપણું** કે **કારણ** બતાવવાના અર્થમાં વપરાતું હોય તે અવ્યયને **ક્રિયાવિશેષણ અવ્યય** કહે છે.

**સૂચના**—(૧) હું હમણા આવું છું. આ વાક્યમાં 'હમણા' અવ્યય 'આવું છું' ક્રિયાપદની સાથે સંબંધ રાખી વખત બતાવવાના અર્થમાં વપરાએલું છે, માટે 'હમણા' **વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય** કહેવાય. **રોજ, નિત્ય, જ્યારે, ત્યારે, હવે, પછી,** વગેરે **વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય છે.**

(૨) તમે ત્યાં બેસો. આ વાકયમાં 'ત્યાં' અવ્યય 'બેસો,' ક્રિયાપદની સાથે સંબંધ રાખી જગા બતાવવાના અર્થમાં વપરાએલું છે, માટે **'ત્યાં' જગા બતાવનાર ક્રિયા-વિશેષણ અવ્યય** કહેવાય. **જ્યાં,** ત્યાં, **ઉપર, નીચે, ક્યાં, અહીં.** વગેરે **જગા બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય છે.**

(૩) તમે એમ કરતા નહિ. આ વાકયમાં 'એમ' અવ્યય 'કરતા' ક્રિયાપદની સાથે સંબંધ રાખી રીત બતાવવાના અર્થમાં વપરાએલું છે માટે **'એમ' રીત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય** કહેવાય. **જેમ, તેમ, આમ, જેમજેમ, તેમતેમ,** વગેરે **રીત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય** છે.

(૪) તમે નહિ જશો. આ વાકયમાં 'નહિ' અવ્યય 'જશો' ક્રિયાપદની સાથે સંબંધ રાખી, નહિ એટલે નકાર બતાવવાના અર્થમાં વપરાએલું છે માટે **'નહિ' નકાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય** કહેવાય. **ના, ન, નહિ.** વગેરે **નકાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય** છે. નકારવાચક એટલે નાપણું બતાવનાર શબ્દોમાંથી 'નથી' ને વ્યાકરણ કર્તાઓએ **ક્રિયાપદમાં** ગણેલો છે તે યાદ રાખવું.

(૫) તમે આવશોજ, આ વાકયમાં '**જ**' અવ્યય 'આવશો' ક્રિયાપદની સાથે સંબંધ રાખી નક્કીપણું બતાવવાના અર્થમાં વપરાએલું છે માટે **'જ' નક્કી બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય** કહેવાય. તમે જતાજ નહિ, મીઠું ખાતાજ નહિ, તે જુઠું બોલશેજ નહિ. આ વાકયોમાંનો **'જ' નક્કી બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય છે.**

(૬) તમે કેમ કરતા નથી? આ વાકયમાં 'કેમ' અવ્યય 'કરતા' ક્રિયાપદની સાથે સંબંધ રાખી કારણ બતાવવાના અર્થમાં વપરાએલું છે માટે **'કેમ' કારણ બતાવનાર**

**ક્રિયાવિશેષણ અવ્યય** કહેવાય. તમે કેમ મોડા આવ્યા? દવા કેમ ખાતા નથી? આ વાક્યોમાંનો **'કેમ' કારણ બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય છે.**

**અભ્યાસ પાઠ ૭૫.**

નીચેનાં વાક્યોમાંથી **ક્રિયાવિશેષણ અવ્યય** બતાવો અને તે કયા અર્થમાં વપરાએલાં છે તે બતાવો.

૧ મને અત્યારે ફુરસદ નથી. ૨ તમે નિશાળે રોજ જજો. ૩ તમે જુઠું બોલતા નહિ. ૪ હું જ્યારે આવ્યો. ૫ ત્યારે તમે નહતા. ૬ જેમ જેમ દાખલા ગણશો. ૭ તેમ તેમ સમજ પડશે. ૮ તમે વહેલા કેમ આવતા નથી? ૯ તમારી ચોપડી ક્યાં છે? ૧૦ તમે બહાર જતાજ નહિ.

**અભ્યાસ પાઠ ૭૬.**

નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ **ક્રિયાવિશેષણ અવ્યયથી** ભરો.

૧ ... વેહ મોટો તેમ પાણી જલદી ખાલી થશે. ૨ તમે ... જશો? ૩ જ્યારે ત્યાં દીવાદાંડી ન હતી ... ઘણાં વહાણો ભાગતાં. ૪ હું ત્યાં આવીશ ... . ૫ તમે દોડીને જતા ... . ૬ તમે આજકે ... બેસો. ૭ હું ... એ પાઠ શીખું છું. ૮ તમે ... જાઓ છો? ૯ તમારાથી એ કામ બનશે ... . ૧૦ તમે ... આવજો.

**અભ્યાસ પાઠ ૭૭.**

**જગા બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યયના** પાંચ શબ્દો લખો.

**અભ્યાસ પાઠ ૭૮.**

**વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યયના** પાંચ શબ્દો લખો.

# પાઠ ૧૯ મો.

## અવ્યયના પ્રકાર.

### (૨) શબ્દયોગી (નામયોગી) અવ્યય.

નીચેનાં વાક્યોમાંથી એવાં **અવ્યય** દેખાડો કે જેઓ **નામની સાથે જોડાએલાં હોય**, તેમ કેટલીક વખત **વિભક્તિના પ્રત્યયોનું કામ કરે**, અથવા તે **અવ્યયની પહેલાંના નામ કે સર્વનામને છઠ્ઠી વિભક્તિ લાગેલી હોય.**

૧ જયાનંદની સાથે આવજો. ૨ મારે માટે તમે ઘણી મહેનત લીધી. ૩ તમારી ઉપર વિશ્વાસ નથી. ૪ તેને તમારી પાસે બેસાડો. ૫ ઘરની આગળ ચોક છે. ૬ તમારા વાસ્તે શું લાવું? ૭ લક્ષ્મણની સાથે શી વાત થઇ? ૮ ચાકરની પાસે પાણી ભરાવો. ૯ જમનાદાસ તેના ઉપર ખીજવાયા. ૧૦ તમારા સિવાય આ કામ કોણ કરશે?

**વ્યાખ્યા**—જે અવ્યયો નામની સાથે જોડાએલાં હોય છે અને કેટલીક વખત વિભક્તિના પ્રત્યયોનું કામ કરે છે, અથવા તે અવ્યયની પહેલાંના નામ કે સર્વનામને છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લાગેલો હોય છે તેવાં અવ્યયોને **શબ્દયોગી કે નામયોગી અવ્યય** કહે છે.

**સૂચના**—તમારે માટે તેણે મહેનત લીધી. એમાં **'માટે' શબ્દયોગી અવ્યય** ચોથી વિભક્તિના અર્થમાં વપરાએલું છે. તેઓ ઉપર કોઇ ભરોંસો રાખશે નહિ એમાં **'ઉપર' શબ્દયોગી અવ્યય** સાતમી વિભક્તિના અર્થમાં વપરાએલું-

છે. જયાનંદની સાથે આવજો. એમાં '**સાથે**' **શબ્દયોગી અવ્યયની** પહેલાંના નામને છઠ્ઠી વિભક્તિ લાગેલી છે. આ પ્રમાણે શિક્ષકે બીજા દાખલાઓ વડે સમજ પાડવી.

**અભ્યાસ પાઠ ૭૯.**

નીચેનાં વાક્યોમાંથી **શબ્દયોગી અવ્યય** બતાવો.

૧ ઘરની ઉપર છાપરું છે. ૨ મારી સાથે આવજો. ૩ તમારી પાસે કોણ બેસે? ૪ બારણાની આગળ છૂટી જગા છે. ૫ તમારા સિવાય આ કામ થશે નહિ. ૬ મારે સારૂ દૂધ લાવજો. ૭ મોહનની સાથે કોણ જશે? ૮ ઘરની પાછળ વાડો છે. ૯ તમારી નીચે કોનો નંબર છે? ૧૦ તેઓ તમારી પાછળ આવશે.

**અભ્યાસ પાઠ ૮૦.**

નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ **શબ્દયોગી અવ્યયથી** ભરો.

૧ કાકાની ... તમે આવજો. ૨ તમારે ... પુતળી લાવીશ. ૩ મને જયાનંદ ... વિશ્વાસ છે. ૪ તમને મારી ... બેસાડીશ. ૫ નિશાળની ... કસરતશાળા છે. ૬ મારે ... પાણી લાવો. ૭ હું તમારી ... આવીશ. ૮ તમે આ કાગળ કોની ... લખાવ્યો? ૯ મારા ... શિક્ષક બીજવાયા. ૧૦ તેની ... કોઈ જનાર નથી.

**અભ્યાસ પાઠ ૮૧.**

**શબ્દયોગી અવ્યયના પાંચ** શબ્દ લખો.

---

# પાઠ ૨૦ મો.

## અવ્યયના પ્રકાર.

---

### ( ૩ ) ઉભયાન્વયી અવ્યય.

**નીચેનાં વાકયોમાંથી એવાં અવ્યય દેખાડો કે જેઓ બે શબ્દ કે બે વાકયને જોડતાં હોય.**

૧ કૌરવ અને પાંડવોને લડાઈ થઇ હતી. ૨ કાર્તિક મહિનો બેઠો એટલે ઠંડી પડવા માંડી. ૩ મેં શિખામણ દીધી પણ તેણે માન્યું નહિ. ૪ તમે સાચું બોલશો તો સુખી થશો. ૫ મેં આવવાને કહ્યું તોપણ તેઓ આવ્યા નહિ. ૬ તમે ને તમારી બેન આવી જજો. ૭ બધી ચીજોમાં પેંડા તથા બરફી સારાં હતાં. ૮ તમે જવાના હશો તો હું આવીશ. ૯ રામ અને લક્ષ્મણે વનવાસ ભોગવ્યો. ૧૦ તમારી તો વાતજ કરવાની નથી.

**વ્યાખ્યા**—બે શબ્દો કે બે વાકયોને જોડનાર અવ્યયને **ઉભયાન્વયી અવ્યય** કહે છે.

**સૂચના**—ઉભયાન્વયીમાં ઉભય=બે, અન્વય=ભાગ, સંબંધ અને ઇ=વાળું. એટલે કે બે ભાગ ( પદ કે વાકય ) ને જોડવાવાળું, કે બેની સાથે સંબંધ રાખનાર. જેમ—છોકરો અને છોડી એમાં 'અને' 'છોકરો તથા છોડી' આ બે શબ્દોને જોડે છે માટે '**અને**' **ઉભયાન્વયી અવ્યય** કહેવાય. મેં શિખામણ દીધી પણ તેણે માન્યું નહિ. આ વાકયોમાં 'પણ' 'મેં શિખામણ દીધી' તથા 'તેણે માન્યું નહિ' આ બે વાકયની સાથે સંબંધ રાખે છે માટે '**પણ**' **ઉભયાન્વયી અવ્યય** કહેવાય.

## અભ્યાસ પાઠ ૮૨.

**નીચેનાં વાક્યોમાંથી ઉભયાન્વયી અવ્યય બતાવો.**

૧ તમારી અને મારી વચ્ચે સગપણ છે. ૨ મેં ત્યાં જોયું હતું પણ તમે નહતા. ૩ તમે આવ્યા એટલે હું ચાલી ગયો. ૪ શિક્ષકે મને અને તમને બોલાવેલા છે. ૫ રામ અને રાવણને લડાઇ થઇ હતી. ૬ તમે કે મગન ગમે તે આવજો. ૭ મારો ભાઇ અથવા હું બેમાંથી એક આવીશું. ૮ કાગળ લખ્યો પણ જવાબ નથી. ૯ હું ગયો છતાં તેઓ બોલ્યા નહિ. ૧૦ તમે તો મોટા ઘરના છો.

## અભ્યાસ પાઠ ૮૩.

નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ **ઉભયાન્વયી અવ્યયથી** ભરો.

૧ હું ... તમે સાથે જઇશું. ૨ તમે ત્યાં જશો ... હું આવીશ. ૩ મેં ખાવા આપ્યું ... તેણે ખાધું નહિ. ૪ તમે આવ્યા ... તરત તે બેઠો થયો. ૫ તેણે આંક ગોખ્યા ... પાઠ વાંચ્યો નહિ. ૬ તમે ... મોહન સાથે હતા. ૭ હું આવું ... તમે જજો. ૮ દવા લઉછું ... ટેકી લાગતી નથી. ૯ તમે ... છગન બેમાંથી એક આવજો. ૧૦ ખાવા બેઠો ... ભાવ્યું નહિ.

## અભ્યાસ પાઠ ૮૪.

**ઉભયાન્વયી અવ્યયના** પાંચ શબ્દો લખો.



# પાઠ ૨૧ મો.

## અવ્યયના પ્રકાર.

---

### (૪) કેવળપ્રયોગી અવ્યય.

**નીચેનાં વાકયોમાંથી એવાં અવ્યય દેખાડો કે જેઓ વાકયથી નિરાળાં રહી હર્ષ, શોક, નવાઇ અને ગભરાટ વગેરે લાગણી દેખાડતાં હોય.**

૧ વાહ! આ કેવો મજાનો ખંડ છે! ૨ ઓહો! કેવું સરસ ઘર છે! ૩ અરેરે! તે બિચારાનું શું થશે! ૪ આહાહા! હું આ શું જોઉં છું! ૫ અરે! આ શું કર્યું! ૬ હાય હાય! હવે કેમ થશે! ૭ અરરર! ઘણી અગન ઉઠે છે. ૮ ઓરે! હવે કયાં નાસું! ૯ અધધધ! આટલા બધા તારા! ૧૦ અરર! કામ કથળી ગયું!

**વ્યાખ્યા**—જે અવ્યય વાકયથી નિરાળાં (જુદાં) રહી હર્ષ, શોક, નવાઇ અને ગભરાટ વગેરે લાગણી દેખાડે છે તે અવ્યયને **કેવળપ્રયોગી** અવ્યય કહે છે.

**સૂચના**—કેવળપ્રયોગી એમાં કેવળ=માત્ર, પ્રયોગ=બનાવ કે લાગણી અને ઇ=વાળું. એટલે કે આવાં અવ્યયોની વાકયમાં માત્ર લાગણીજ રહેલી હોય છે, અને તે વાકયથી નિરાળાં હોય છે. જેમ અરેરે! તે બિચારાનું શું થશે! એમાં 'અરેરે' **કેવળપ્રયોગી અવ્યય** લાગણી બતાવે છે અને 'તે બિચારાનું શું થશે!' એ વાકયથી નિરાળું છે.

## અભ્યાસ પાઠ ૮૫.

નીચેનાં વાક્યોમાંથી **કેવળપ્રયોગી અવ્યય** બતાવો.

૧ વાહ ! તારી ચોપડી મજાની છે ! ૨ આહાહા ! હું શી ખુબી જોઉં છું ! ૩ અરે ! પ્રભુ આ શો ગજબ ! ૪ અરર ! બહુ દુ:ખ થાય છે ! ૫ અધધધ ! કેટલા બધા રૂપીઆ છે ! ૬ વાહરે વાહ ! ઘણું સરસ છે ! ૭ ઓહોહો ! અત્યારે ક્યાંથી આવ્યા ! ૮ હાય હાય ! આ શું બન્યું ! ૯ અરે ! તમે આ શું બોલો છો ! ૧૦ ઓરે ! કોઇ આવોરે આવો !

## અભ્યાસ પાઠ ૮૬.

નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ **કેવળપ્રયોગી અવ્યયથી** ભરો.

૧ ... ! આ ગરીબની શી વલે ! ૨ ... ! કેવું સુંદર ચિત્ર છે ! ૩ ... ! તમે આ શું જુઓ છો ! ૪ ... ! હવે ક્યાં નાસું ! ૫ ... ! તેનું શું થશે ! ૬ ... ! આ કેવી મજાની ચોપડી છે ! ૭ ... ! આ કેવો સરસ બગીચો છે ! ૮ ... ! ઘણું દુ:ખ થાય છે ! ૯ ... ! કામ બગડી ગયું ! ૧૦ ... ! કેટલા બધા તારા !

## અભ્યાસ પાઠ ૮૭.

પાંચ કેવળપ્રયોગી અવ્યયના શબ્દો લખો.



# પાઠ ૨૨ મો.

## ક્રિયાપદના પ્રકાર.

---

### (૧) અકર્મક ક્રિયાપદ.

**નીચેનાં વાક્યોમાંથી એવાં ક્રિયાપદ દેખાડો કે જે ક્રિયાપદની પહેલાં 'કોણ' અને 'શું' મૂકી સવાલ પૂછતાં જેઓના જવાબ એકજ આવતા હોય.**

૧ છોકરો જાય છે. ૨ બાળક હસે છે. ૩ તેની ચોપડી ફાટી. ૪ તું દોડે છે. ૫ ચોર નાસે છે. ૬ જયાનંદ બેઠો. ૭ તે આવે છે. ૮ તે ઘર પડયું. ૯ કાકા સુરત ગયા છે. ૧૦ પક્ષી ઉડે છે.

**વ્યાખ્યા**—જે ક્રિયાપદની પહેલાં 'કોણ' અને 'શું' મૂકી સવાલ પૂછતાં જેઓના જવાબ એકજ આવે છે તે ક્રિયાપદને **અકર્મક ક્રિયાપદ** કહે છે.

**સૂચના**—અકર્મક એમાં અ=નહિ, **કર્મ=કામ**, અક=વાળું. જે ક્રિયાપદમાં કામ કરવાનું જુદું ન હોય, એટલે કે જેનો જવાબ 'કોણ' અને 'શું' થી એકજ આવતો હોય તે **અકર્મક** ક્રિયાપદ છે. જેમ—છોકરો જાય છે. આ વાકયમાં છોકરાને કરવાનું કામ છોકરાથી જુદું નથી, તેમ 'જાય છે' ક્રિયાપદની પહેલાં '**કોણ**' અને '**શું**' મૂકી સવાલ પૂછીએ તો કોણ જાય છે? જવાબ છોકરો. શું જાય છે? જવાબ છોકરો. આ બંનેના જવાબ એકજ શબ્દ 'છોકરો' આવે છે, માટે '**જાય છે**' એ **અકર્મક** ક્રિયાપદ છે. અકર્મક ક્રિયાપદમાં કર્મ હોતું નથી.

કેટલાંક ક્રિયાપદના મૂળ શબ્દને છેડે 'નાર' અને 'વાનું' મૂકી પછી 'કોણ' અને 'શું' લગાડી સવાલ પૂછવાથી પણ ક્રિયાપદ કઇ જાતનું છે તે ઓળખાય છે. જેમ—ઘોડો દોડે છે. એમાં દોડે છે ક્રિયાપદનો મૂળ શબ્દ 'દોડ' છે તેને છેડે '**નાર**' અને 'વાનું' મૂકી પછી '**કોણ**' અને '**શું**' લગાડી સવાલ પૂછીએ તો દોડનાર કોણ? જવાબ ઘોડો. દોડવાનું શું? જવાબ ઘોડો. આ બંનેના જવાબ એકજ શબ્દ 'ઘોડો' આવે છે માટે 'દોડે છે' **અકર્મક** ક્રિયાપદ છે.

### અભ્યાસ પાઠ ૮૮.

નીચેનાં વાકયોમાંથી **અકર્મક ક્રિયાપદ** બતાવો.

૧ તેઓ ત્યાં આવશે. ૨ છોકરો નિશાળેથી આવ્યો. ૩ તમે ગાડીમાં બેસો છો. ૪ હું ત્યાં ઉભો હતો. ૫ કુતરો ભસે છે. ૬ એક શેઠને બે દીકરા હતા. ૭ તેઓ મેદાનમાં હશે. ૮ તું ત્યાં જજે. ૯ પછીથી હું આવીશ. ૧૦ કુતરા અદેખા હોય છે.

### અભ્યાસ પાઠ ૮૯.

નીચેનાં વાકયોમાંની ખાલી જગાઓ **અકર્મક ક્રિયાપદથી** ભરો.

૧ મોહનલાલ આજે .... ૨ મારા ભાઇ મુંબઇ .... ૩ છોકરો .... ૪ પશુને ચાર પગ .... ૫ આ ઘર મોટું .... ૬ તમે ખુરશી ઉપર .... ૭ તેઓને ઘેર હું .... ૮ જયાનંદ સારો છોકરો .... ૯ હાથીને ચાર પગ .... ૧૦ પક્ષી શા વડે ...?

### અભ્યાસ પાઠ ૯૦.

જેમાં **અકર્મક** ક્રિયાપદ આવે તેવાં પાંચ વાકય લખો.

---

# પાઠ ૨૩ મો.

## ક્રિયાપદના પ્રકાર.

---

### (૨) સકર્મક ક્રિયાપદ.

**નીચેનાં વાક્યોમાંથી એવાં ક્રિયાપદ દેખાડો કે જે ક્રિયાપદની પહેલાં 'કોણ' અને 'શું' મૂકી સવાલ પૂછતાં જેના જવાબ જુદા જુદા આવતા હોય.**

૧ ઘોડો ચણા ખાય છે. ૨ શિક્ષકે પાઠ વંચાવ્યો. ૩ નરોતમ દાખલા ગણે છે. ૪ હું રોજ કસરત કરૂં છું. ૫ શિક્ષકે શિખામણ દીધી. ૬ પોપટ મરચું ખાય છે. ૭ તમે કાગળ લખો છો. ૮ તમે તે કપડું લીધું. ૯ તેણે રોટલી ખાધી. ૧૦ તમોએ ઘર વેચ્યું.

**વ્યાખ્યા**—જે ક્રિયાપદની પહેલાં 'કોણ' અને 'શું' મૂકી સવાલ પૂછતાં જેના જવાબ જુદા જુદા આવે છે તેને **સકર્મક ક્રિયાપદ** કહે છે.

**સૂચના**—સકર્મક એમાં સ=સહીત, કર્મ=કામ, અને અક=વાળું મતલબ કે જેમાં કામ કરનાર અને કામ કરવાનું એ બંને વસ્તુ જુદીજ હોય, એટલે કે જેના જવાબ 'કોણ' અને 'શું'થી જુદા જુદા આવતા હોય તેને સકર્મક ક્રિયાપદ કહે છે. જેમ, નરોતમ દાખલા ગણે છે. આ વાક્યમાં કામનો કરનારો 'નરોતમ' છે, અને કરવાનું કામ 'દાખલા' તેનાથી જુદીજ વસ્તુ છે; તેમ 'ગણે છે' એ ક્રિયાપદની પહેલાં 'કોણ' અને 'શું' મૂકી સવાલ પૂછીએ તો કોણ ગણે છે? જવાબ નરોતમ. શું ગણે છે? જવાબ દાખલા. આમાં બંનેના જવાબ 'નરોતમ' અને

'દાખલા' એમ જુદા જુદા આવે છે માટે 'ગણે છે' એ **સકર્મક** ક્રિયાપદ છે.

પાછલા પાઠમાં તમે શીખી ગયા છો તેમ 'ગણે છે' ક્રિયાપદને '**નાર**' અને '**વાનું**' પણ લગાડી શકાય છે. જેમ—ગણનાર કોણ? જવાબ નરોતમ. અને ગણવાનું શું? જવાબ દાખલા. આમ પણ બંનેના જવાબ જુદા જુદા આવે છે માટે '**ગણે છે**' **સકર્મક** ક્રિયાપદ છે.

## અભ્યાસ પાઠ ૯૧.

નીચેનાં વાકયોમાંથી **સકર્મક** ક્રિયાપદ બનાવો.

૧ ગાય ઘાસ ખાય છે. ૨ હું પાઠ વાંચું છું. ૩ તમે ઘર બંધાવ્યું. ૪ સોની સોનું ઘડે છે ૫ તમે પાઠ લખો છો. ૬ તમે ઘોડો વેચાતો લીધો. ૭ સુથારે ખુરશી બનાવી. ૮ હું દવા લઉં છું. ૯ તમે દૂધ પીજો. ૧૦ હું ચા પીશ.

## અભ્યાસ પાઠ ૯૨.

નીચેનાં વાકયોમાંની ખાલી જગાઓ **સકર્મક** ક્રિયાપદથી ભરો.

૧ તેણે રોટલી .... ૨ લુહાર લોઢું .... ૩ ભેંસ દૂધ .... ૪ મેં કાગળ .... ૫ તું પાઠ .... ૬ શિક્ષકે દાખલા .... ૭ તમે દ્રાક્ષ .... ૮ ઘોડો પાણી .... ૯ તમે દડો .... ૧૦ તમે શું કામ ...?

## અભ્યાસ પાઠ ૯૩.

જેમાં **સકર્મક** ક્રિયાપદ આવે તેવાં પાંચ વાકયો લખો.

## અભ્યાસ પાઠ ૯૪.

જેમાં **અકર્મક** ક્રિયાપદ આવે તેવાં પાંચ વાકયો લખો.



# ગુજરાતી ભાષાનું બાળવ્યાકરણ.

## ભાગ ૩ જો.

### પાઠ ૧ લો.

#### ક્રિયાપદનો ધાતુ.

**નીચેનાં ક્રિયાપદોમાંથી ટુંકામાં ટુંકા અર્થ સમજાય એવા મૂળ શબ્દ દેખાડો કે જે મૂળ શબ્દ ઉપરથી ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપ થતાં હોય.**

૧ ખાય છે. ૨ જાય છે. ૩ રહે છે. ૪ પડશે. ૫ કરશે. ૬ ગયો. ૭ થયો. ૮ લખ્યો. ૯ ફાટી. ૧૦ દોડયો.

**વ્યાખ્યા**—ક્રિયાપદનો ટુંકામાં ટુંકો અર્થ સમજાય એવો **મૂળ શબ્દ** કે જે મૂળ શબ્દ ઉપરથી ક્રિયાપદનાં **જુદાં જુદાં રૂપ થાય છે, તે મૂળ શબ્દને ક્રિયાપદનો ધાતુ** કહે છે.

**સૂચના**—ઝાડને ડાળાં, ડાળીઓ અને પાંદડાં ઘણાં હોય છે, પણ તે બધાંનું મૂળ થડ છે; તેમ ભાષામાં ક્રિયાપદો વપરાય છે તે બધા મૂળ શબ્દો નથી, પણ અર્થ સમજાય તેવા મૂળ શબ્દો ઉપરથી થયેલાં ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપ છે. જેમ—ખાય છે, ખાશે, ખાધું, ખાતો, ખાત, ખાવું, ખાય, વગેરે ક્રિયાપદનાં રૂપો **'ખા'** એ ટુંકામાં ટુંકા અર્થ સમજાય તેવા મૂળ શબ્દ ઉપરથી થયેલાં છે. જાય છે, જશે, ગયો, જતો, જાત, જાવું, જાય, વગેરે ક્રિયાપદનાં રૂપો **'જા'** એ ટુંકામાં ટુંકા અર્થ સમજાય તેવા મૂળ શબ્દ ઉપરથી થયેલાં છે. રહે છે, રહેશે, રહ્યો, રહેતો, રહેત, રહેવું, રહે, વગેરે ક્રિયાપદનાં રૂપો **'રહે'** એ ટુંકામાં ટુંકા અર્થ સમજાય તેવા મૂળ શબ્દ ઉપરથી થયેલાં

છે. માટે '**ખા, જા, રહે**' એ મૂળ શબ્દોને ક્રિયા-પદના **ધાતુ** કહે છે, અને એ ધાતુઓ ઉપરથી ઉપર પ્રમાણે ક્રિયાપદનાં રૂપ થયેલાં છે. કોઇ ક્રિયાપદનો ધાતુ શોધી કાઢવો હોય તો તે ક્રિયાપદની પહેલાં 'તું' મૂકી એ ક્રિયા કરવાનો હુકમ કરવો. જેમકે—' વાંચ્યું ' એમાં વાંચવાની ક્રિયા છે, માટે '**તું વાંચ**' આ પ્રમાણે હુકમ કરતાં 'તું' ની પછી વાંચવાની ક્રિયાનો મૂળ શબ્દ '**વાંચ**' આવે છે. માટે **વાંચ્યું** ક્રિયાપદનો **ધાતુ** '**વાંચ**' કહેવાય છે; બેસે છે એમાં બેસવાની ક્રિયા છે, માટે '**તું બેસ**' આ પ્રમાણે હુકમ કરતાં 'તું' ની પછી '**બેસ**' આવે છે. તેથી **બેસે** છે ક્રિયાપદનો **ધાતુ** '**બેસ**' કહેવાય છે.

અકર્મક અને સકર્મક ક્રિયાપદ વિષે પાછલા પાઠમાં કહેવામાં આવેલું છે. અકર્મક ક્રિયાપદનો **અકર્મક ધાતુ** અને સકર્મક ક્રિયાપદનો **સકર્મક ધાતુ** એમ ધાતુ બે જાતના છે. છોકરો જાય છે—એમાં ' જાય છે ' એ અકર્મક ક્રિયાપદ છે ને તેનો ધાતુ 'જા' છે, ઘોડો દોડે છે એમાં 'દોડે છે' એ અકર્મક ક્રિયાપદ છે ને તેનો ધાતુ 'દોડ' છે માટે '**જા, દોડ**' એ **અકર્મક ધાતુઓ** કહેવાય; અને છોકરો રોટલી ખાય છે એમાં ' ખાય છે ' એ સકર્મક ક્રિયાપદ છે ને તેનો ધાતુ ' ખા ' છે. ઘોડો પાણી પીએ છે એમાં ' પીએ છે ' એ સકર્મક ક્રિયાપદ છે ને તેનો ધાતુ 'પી' છે માટે '**ખા, પી**' એ **સકર્મક ધાતુઓ** કહેવાય.

## અભ્યાસ પાઠ ૧.

નીચેનાં ક્રિયાપદોમાંથી **ધાતુ** બતાવો.

૧ મારે છે. ૨ વઢશે. ૩ ઘડયું. ૪ કરડયો. ૫ લખે છે. ૬ વાંચશે. ૭ કરે છે. ૮ બેઠો. ૯ પીધું. ૧૦ ગયો.

અભ્યાસ પાઠ ૨.

**નીચેના ધાતુઓ ઉપરથી ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપ બનાવો.**

૧. જા. ૨ બેસ. ૩ ઉઠ. ૪ પડ. ૫ ખા. ૬ રહે. ૭ લખ. ૮ થા. ૯ વાંચ. ૧૦ જો.

અભ્યાસ પાઠ ૩.

દશ અકર્મક ધાતુ લખો.

અભ્યાસ પાઠ ૪.

દશ સકર્મક ધાતુ લખો.

---

## પાઠ ૨ જો.

---

### ક્રિયાપદનો ભેદ.

(૧) મૂળભેદ.

**નીચેનાં વાકયોમાંથી એવાં ક્રિયાપદો દેખાડો કે જે ક્રિયાપદોનાં રૂપ તેમના મૂળ (અસલ) ધાતુઓ મરડાયા વગર થયેલાં હોય.**

૧ હું દાખલા ગણીશ—મારાથી દાખલા ગણાશે. ૨ તમે દોડો—તમારાથી દોડાય. ૩ રામચંદ્ર ખાશે—રામચંદ્રથી ખવાશે. ૪ તમારાથી જવાય તો જજો. ૫ છોકરે પત્થર ફેંકયો—છોકરાથી પત્થર ફેંકાયો. ૬ હું આવીશ—મારાથી અવાશે. ૭ તેઓએ લખ્યું—તેઓથી લખાયું. ૮ મગનલાલથી અવાશે તો આવશે. ૯ મોહનલાલથી પાઠ વંચાશે તો વાંચશે. ૧૦ તમે લખવા માંડો એટલે બધુએ લખાશે.

**વ્યાખ્યા—**જે ક્રિયાપદોનાં રૂપ તેમના **મૂળ ધાતુઓ મરડાયા વગર થયેલાં હોય** તે ક્રિયાપદોને **મૂળભેદનાં** ક્રિયાપદ કહે છે.

**સૂચના**—ક્રિયાપદના અસલ ( મૂળના ) ધાતુ **મરડાયા વગરનાં** ક્રિયાપદનાં જે બધાં રૂપ થાય છે તે **મૂળભેદનાં** રૂપ છે. જેમ—ગણું છું, ગણું, ગણવું, ગણ્યો, ગણતો, ગણત, ગણશે, વગેરે '**ગણ**' ધાતુ ઉપરથી અને 'ગણ' ધાતુ મરડાયા વગર એ બધાં રૂપો થયેલાં છે, માટે તે **મૂળભેદનાં** રૂપો છે, અને ગણાય છે, ગણાય, ગણાવું, ગણાયું, ગણાતો, ગણાત, ગણાશે, વગેરેમાં 'ગણ' ધાતુ મરડાઇને 'ગણાય' ઉપરથી રૂપો થયેલાં છે, માટે તે રૂપો મૂળભેદનાં કહેવાય નહિ. તેમજ દોડે છે, દોડે, દોડવું, દોડ્યું, દોડતો, દોડત, દોડશે, વગેરે '**દોડ**' ધાતુ ઉપરથી અને 'દોડ' ધાતુ મરડાયા વગર એ બધાં રૂપો થયેલાં છે, માટે તે **મૂળભેદનાં** રૂપો છે. અને દોડાય છે, દોડાય, દોડાવું, દોડાયું, દોડાતો, દોડાત, દોડાશે. વગેરેમાં 'દોડ' ધાતુ મરડાઇને 'દોડાય' ઉપરથી રૂપો થયેલાં છે માટે તે રૂપો મૂળભેદનાં કહેવાય નહિ.

### અભ્યાસ પાઠ ૫.

નીચેનાં વાક્યોમાંથી **મૂળભેદનાંજ** ક્રિયાપદ બતાવો.

૧ મોહનલાલ જાય છે. ૨ મોહનલાલથી જવાય છે. ૩ તમારાથી રોટલી ખવાશે. ૪ તમે રોટલી ખાશો. ૫ ઝવેરલાલ પાઠ વાંચે છે. ૬ ઝવેરલાલથી પાઠ વંચાય છે. ૭ તમારાથી રમાય તો રમજો. ૮ મારાથી દાખલા ગણાશે તો ગણીશ. ૯ તમે વહેલા આવજો. ૧૦ તેઓથી અવાશે તો આવશે.

**અભ્યાસ પાઠ ૬.**

દશ **મૂળભેદનાં** ક્રિયાપદ લખો. અને તે દરેક ક્રિયાપદના **ધાતુને મરડીને** ક્રિયાપદનું **એક એક રૂપ** લખો.

**અભ્યાસ પાઠ ૭.**

નીચેનાં વાકયોમાંની ખાલી જગાઓ **મૂળભેદનાં ક્રિયાપદથી ભરો** અને તેમના **ધાતુ મરડીને એક એક રૂપ** લખો.

૧ હું પાઠ .... ૨ મગનલાલે દાખલા .... ૩ તમે વહેલા .... ૪ કચરાદાસે રોટલી .... ૫ મોહનલાલે કાગળ .... ૬ તેઓ નિશાળમાં .... ૭ તમે ઘેર .... ૮ ગાયે દૂધ .... ૯ તું ઘોડા ઉપર .... ૧૦ તમે પાઠ ....

---

## પાઠ ૩ જો.

### ક્રિયાપદનો ભેદ.

---

(૨) **શકય (સહ્ય) ભેદ.**

નીચેનાં વાકયોમાંથી એવાં **ક્રિયાપદો** દેખાડો કે જે **ક્રિયાપદોનાં રૂપ** તેમના **મૂળ ધાતુઓ મરડાઇને** થયેલાં હોય.

૧ હું બેઠો—મારાથી બેસાયું. ૨ કસ્તુરચંદ ખાય છે—કસ્તુરચંદથી ખવાય છે. ૩ ઘોડો દોડે છે—ઘોડાથી દોડાય છે. ૪ છોકરો પાઠ વાંચે છે—છોકરાથી પાઠ વંચાય.

છે. ૫ તેઓ સુરત ગયા—તેઓથી સુરત જવાયું. ૬ તમારાથી પાઠ વંચાય તો વાંચો. ૭ મોહનલાલથી જવાશે ના જશે. ૮ જયાનંદ કાગળ લખશે—જયાનંદથી કાગળ લખાશે. ૯ વૈદથી દવા અપાઇ—વૈદે દવા આપી. ૧૦ મેં ચોપડી લીધી—મારાથી ચોપડી લેવાઇ.

**વ્યાખ્યા**—જે ક્રિયાપદોનાં રૂપ તેમના **મૂળ ધાતુઓ મરડાઇને** થયેલાં હોય તે ક્રિયાપદોને **શકયભેદ** કે **સહ્યભેદનાં** ક્રિયાપદ કહે છે.

**સૂચના**—ક્રિયાપદના અસલ ધાતુ મરડાઇને ક્રિયાપદનાં જે બધાં રૂપ થાય છે તે **શકયભેદનાં** રૂપ છે. જેમ—બેસું છું, બેસું, બેસવું, બેઠો, બેસતો, બેસત, બેસશે, વગેરે. '**બેસ**' ધાતુ ઉપરથી તે ધાતુ મરડાયા વગરનાં રૂપ છે માટે તે **મૂળભેદનાં** રૂપ છે. અને બેસાય છે, બેસાય, બેસાવું, બેસાયું, બેસાતો, બેસાત, બેસાશે વગેરેમાં '**બેસ**' ધાતુ મરડાઇને '**બેસાય**' ઉપરથી રૂપો થયેલાં છે માટે તે **શકયભેદ** કે **સહ્યભેદનાં** રૂપો છે. અને ખાય છે, ખાય, ખાવું, ખાધું, ખાતો, ખાત, ખાશે વગેરે '**ખા**' ધાતુ ઉપરથી તે ધાતુ મરડાયા વગરનાં રૂપ છે માટે તે **મૂળભેદનાં** રૂપ છે. અને ખવાય છે, ખવાય, ખવાવું, ખવાયું, ખવાતો, ખવાત, ખવાશે, વગેરેમાં '**ખા**' ધાતુ મરડાઇને '**ખવાય**' ઉપરથી રૂપો થયેલાં છે માટે તે **શકયભેદ** કે **સહ્યભેદનાં** રૂપો છે.

વળી વાકયમાં કામના કરનારને પાંચમી વિભક્તિનો પ્રત્યય '**થી**' લગાડીને તે વાકય બોલવાથી મૂળભેદના ક્રિયાપદને શકયભેદમાં લવાય છે. જેમ, છોકરો પાઠ વાંચે છે. આ વાકયમાં 'વાંચે છે' એ મૂળભેદનું ક્રિયાપદ છે, અને કામનો કરનારો 'છોકરો' છે તો છોકરાને પાંચમી વિભક્તિનો પ્રત્યય '**થી**' લગાડી તે

વાક્ય બોલીએ એટલે છોકરાથી પાઠ વંચાય છે, એમ થયું. આમાં '**વંચાય છે' એ શક્યભેદ** છે. તેવીજ રીતે ઘોડો દોડે છે, તે ઉપરથી ઘોડાથી દોડાય છે; મોહનલાલ કાગળ લખશે, તે ઉપરથી મોહનલાલથી કાગળ લખાશે એમ બોલાય છે. આ વાક્યોમાં '**દોડે છે, લખશે**' એ **મૂળભેદનાં** ક્રિયાપદ છે, કામના કરનાર 'ઘોડો, મોહનલાલ' છે તેઓને પાંચમી વિભક્તિ લગાડી વાક્ય બોલવાથી **દોડાય છે,'** અને '**લખાશે**' એમ ક્રિયાપદો બોલાય છે, માટે તે **શક્ય-ભેદનાં** ક્રિયાપદો છે.

## અભ્યાસ પાઠ ૮.

નીચેનાં વાક્યોમાંથી **શક્યભેદનાં** ક્રિયાપદ બતાવો.

૧ તમારાથી અવાય તો આવજો. ૨ રામશંકરથી અવાશે નહિ. ૩ તમે ખાધું—તમારાથી ખવાયું. ૪ તમારાથી વાત કહેવાય તો કહેજો. ૫ તે છોકરાથી ચલાય છે માટે ચાલશે. ૬ હું ઘોડા ઉપર બેસીશ–મારાથી ઘોડા ઉપર બેસાશે. ૭ તમારાથી દાખલા ગણાય તો ગણજો. ૮ છગનલાલથી ઉઠાય છે. ૯ કુતરો દોડયો—કુતરાથી દોડાયું. ૧૦ તેઓ થયા એવા અમારાથી થવાય?

## અભ્યાસ પાઠ ૯.

દશ **શક્યભેદનાં** ક્રિયાપદ લખો.

## અભ્યાસ પાઠ ૧૦.

દશ **મૂળભેદનાં** ક્રિયાપદ લખી તેને **શક્યભેદમાં** મૂકો.

### અભ્યાસ પાઠ ૧૧.

નીચેનાં વાકયોમાં ખાલી જગાઓ **શકયભેદનાં** ક્રિયાપદોથી ભરો.

૧ તમારાથી ... તો આવજો. ૨ મોહનલાલથી કાગળ ... . ૩ રામશંકરથી ... તો તેઓ જશે. ૪ તમારાથી રોટલી ... તો ખાજો. ૫ અમારાથી ... તો દોડીશું. ૬ કપુરચંદથી પાઠ ... . ૭ તેનાથી દવા ... . ૮ છોકરાથી ચોપડી ... . ૯ તમારાથી ... તો ચાલજો. ૧૦ તેઓથી બગીચામાં ... ,

---

## પાઠ ૪ થો.

## ક્રિયાપદના કાળ.

---

### (૧) ભૂતકાળ.

નીચેનાં વાકયોમાંથી એવાં **ક્રિયાપદ** બતાવો કે **જેઓ ગયા વખતનું કામ (ક્રિયા)** બતાવતાં હોય.

૧ સૂરજ સવારે ઊગ્યો હતો. ૨ તમે પાઠ શીખી ગયા. ૩ તેઓએ દાખલા સમજીને કર્યા. ૪ તમે ત્યાં ગયા હતા. ૫ છગનલાલને આવે પંદર દિવસ થયા. ૬ હું તે રસ્તેથી જતો હતો. ૭ તે સાલ કેરીની છત વધારે હતી. ૮ હું આવ્યો ત્યારે તમે સૂતેલા હતા. ૯ તે છોકરો ડરીને નાસી ગયો. ૧૦ તેઓએ ચોપડી લખી.

**વ્યાખ્યા—જે ક્રિયાપદો ગયા વખતનું કામ (ક્રિયા) બતાવે છે તેને** વ્યાકરણમાં **ભૂતકાળ** કહે છે.

**સૂચના**—'સહવારે સૂરજ ઊગ્યો હતો, અત્યારે છે અને સાંજે આથમશે.' આ વાક્યોમાં 'ઊગ્યો હતો' તે ગયો વખત, 'છે' તે ચાલતો વખત, અને 'આથમશે' તે આવતા વખતમાં થશે. આમ ત્રણ વખતની ક્રિયા જણાય છે, માટે વખતના 'ગયો' '**ચાલતો**' અને '**આવવાનો**' એમ ત્રણ મુખ્ય ભાગ પડી શકે છે. આ ભાગોમાંથી **ગયો વખત બતાવનારાં ક્રિયાપદો ભૂતકાળનાં ક્રિયાપદો કહેવાય છે.** લખ્યું, વાંચ્યું, અને કર્યું વગેરે ક્રિયાપદો ઉપરથી જણાય છે, કે તે ક્રિયાઓ થઇ ચુકી છે, એટલે તે ગયા વખતનું કામ બતાવે છે, માટે '**લખ્યું, વાંચ્યું, કર્યું**' એ **ભૂતકાળ છે.** ભૂત=ગયો ને કાળ=વખત, એટલે કે ગયેલો વખત.

**ભૂતકાળના પ્રત્યયો પુરૂષ** પ્રમાણે બદલાતા નથી, પણ **જાતિ પ્રમાણે બદલાય છે.** જેમ, હું પડયો, તું પડયો અને તે પડયો, એમ 'હું, તું, તે,' એ ત્રણે પુરૂષ નરજાતિ હોય તો પડયો, નારીજાતિ હોય તો પડી, અને નાન્યતરજાતિ હોય તો પડયું. તેમજ—ગયો. ગઈ, ગયું; રહ્યો, રહી, રહ્યું. વગેરેમાં સમજવું. આમ **ભૂતકાળનાં** ક્રિયાપદો જાતિ પ્રમાણે બદલાય છે, માટે **ભૂતકાળને જાતિદર્શક કાળ** કહે છે.

**ભૂતકાળ** ત્રણ પ્રકારના છે. **ભૂત, અનિયમિતભૂત,** અને **સંકેતભૂત. ભૂતકાળનાં** ક્રિયાપદોને **છેડે 'યો, યી, યું;' 'ધો, ધી, ધું'** આવે છે. જેમ, લખ્યો, લખી, લખ્યું; પડયો, પડી, પડયું; ખાધો, ખાધી, ખાધું; પીધો, પીધી, પીધું. 'હો' ધાતુનાં ક્રિયાપદોને **છેડે તો, તી, તું** આવે તો તેને ભૂતકાળનાં ક્રિયાપદો

કહેવાં. જેમ—હતો, હતી ને હતું. હો **ધાતુનો અનિયમિત ભૂતકાળ થતો નથી. અનિયમિત ભૂતકાળનાં** ક્રિયાપદોને છેડે 'તો, તી, તું' આવે છે. જેમ,—લખતો, લખતી, લખતું; પડતો, પડતી, પડતું. વગેરે. આ શબ્દો ભૂતકાળની પેઠે કામ પુરૂં થયું એમ ચોકસપણું બતાવતા નથી. તે ઉપરથી તેને અચોકસ કે અનિયમિત નામ આપવામાં આવ્યું હોય એમ જણાય છે. આ કાળના પ્રત્યયો **ભૂતકાળની પેઠે જાતિદર્શક છે. સંકેત ભૂતકાળનાં** ક્રિયાપદોને છેડે 'ત' આવે છે. જેમ—તમે આવ્યા હોત તો હું લખત; તમે ન પકડયો હોત તો હું પડત,–આમાં 'લખત, પડત' એ શબ્દો સંકેત કે શરતના અર્થમાં છે, તે ઉપરથી તેને સંકેત નામ આપવામાં આવ્યું હોય એમ જણાય છે. આ કાળનો પ્રત્યય જાતિ પ્રમાણે બદલાતો નથી, માટે આ કાળને **પુરૂષદર્શક કાળ** કહે છે.

આ ત્રણે કાળનાં **મૂળભેદ** અને **શક્યભેદ**માં ક્રિયાપદનાં નીચે પ્રમાણે રૂપ થાય છે.

'**વાંચ**' ધાતુનાં રૂપ.

**ભૂતકાળ** ( જાતિદર્શક છે. )

**મૂળભેદ.**

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | વાંચ્યો. | વાંચ્યા. |
| નારીજાતિ. | વાંચી. | વાંચી. |
| નાન્યતરજાત. | વાંચ્યું. | વાંચ્યાં. |

## અનિયમિત ભૂતકાળ. (જાતિદર્શક છે.)

| | | |
|---|---|---|
| નરજાતિ. | વાંચતો. | વાંચતા. |
| નારીજાતિ. | વાંચતી. | વાંચતી. |
| નાન્યતરજાતિ. | વાંચતું. | વાંચતાં. |

## સંકેત ભૂતકાળ. (પુરૂષદર્શક છે.)

| | | |
|---|---|---|
| પહેલો પુરૂષ. | હું વાંચત. | અમે વાંચત. |
| બીજો પુરૂષ. | તું વાંચત. | તમે વાંચત. |
| ત્રીજો પુરૂષ. | તે વાંચત. | તેઓ વાંચત. |

## 'વાંચ' ધાતુનાં રૂપ.

## ભૂતકાળ.

## શક્યભેદ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | વંચાયો. | વંચાયા. |
| નારીજાતિ. | વંચાઇ. | વંચાઇ. |
| નાન્યતરજાતિ. | વંચાયું. | વંચાયાં. |

## અનિયમિત ભૂતકાળ.

| | | |
|---|---|---|
| નરજાતિ. | વંચાતો. | વંચાતા. |
| નારીજાતિ. | વંચાતી. | વંચાતી. |
| નાન્યતરજાતિ. | વંચાતું. | વંચાતાં. |

## સંકેત ભૂતકાળ.

| | | |
|---|---|---|
| પહેલો પુરૂષ. | મારાથી વંચાત. | અમારાથી વંચાત. |
| બીજો પુરૂષ. | તારાથી વંચાત. | તમારાથી વંચાત. |
| ત્રીજો પુરૂષ. | તેથી વંચાત. | તેઓથી વંચાત. |

## અભ્યાસ પાઠ ૧૨.

નીચેનાં વાક્યોમાંથી **ભૂતકાળનાં ક્રિયાપદ** બતાવો.

૧ મેં ચોપડીમાં જોઇને દાખલા ગણ્યા. ૨ તે કાગળ વાંચતો હતો. ૩ દયાશંકર દોડયો. ૪ જયાનંદે પાઠ લખ્યો. ૫ તેણે મિઠાઇ ખાધી. ૬ મોહનલાલે ચોપડી ફાડી. ૭ તે કુતરો ભસતો હતો. ૮ મારાથી દોડાયું. ૯ છગનલાલ આજે સુરત ગયા. ૧૦ તમે પૈસા ગુમાવ્યા.

## અભ્યાસ પાઠ ૧૩.

'લખ' ધાતુનાં **મૂળભેદ** અને **શકયભેદમાં ભૂતકાળનાં** રૂપ લખો.

## અભ્યાસ પાઠ ૧૪.

'જા' ધાતુનાં **મૂળભેદ** અને **શકયભેદમાં અનિયમિત ભૂતકાળનાં** રૂપ લખો.

## અભ્યાસ પાઠ ૧૫.

'પડ' ધાતુનાં **મૂળભેદ** અને **શકયભેદમાં સંકેત ભૂતકાળનાં** રૂપ લખો.

## અભ્યાસ પાઠ ૧૬.

નીચેનાં વાક્યોમાં ખાલી જગાઓ **ભૂતકાળનાં ક્રિયાપદથી** ભરો.

૧ રામદાસે ચોપડી .... ૨ છગનલાલથી પાઠ .... ૩ તમે દાખલા .... ૪ મગનલાલ કલકત્તેથી .... ૫ તેણે દૂધ .... ૬ સિપાઇએ વાઘને .... ૭ તમારાથી કામ .... ૮ હું તો ઘરમાં .... ૯ તેઓ ઘોડા ઉપર .... ૧૦ તેઓએ કપડું ....

---

# પાઠ ૫ મો.

## ક્રિયાપદના કાળ.

---

### (૨) વર્તમાનકાળ.

**નીચેનાં વાક્યોમાંથી એવાં ક્રિયાપદ બતાવો કે જેઓ ચાલતા વખતનું કામ (ક્રિયા) બતાવતાં હોય.**

૧ રામચંદ્ર આવે છે. ૨ તેઓ પાઠ વાંચે છે. ૩ હું દાખલા ગણું છું. ૪ મોહનલાલ પાઠ લખે છે. ૫ તમે ફરવા જાઓ છો. ૬ તે બગીચામાં ફૂલ થાય છે. ૭ તેઓ વાત કરે છે. ૮ તે ઘોડો દોડે છે. ૯ પેલું છોકરૂં રડે છે. ૧૦ આ માણસ ગીત ગાય છે.

**વ્યાખ્યા—જે ક્રિયાપદો ચાલતા વખતનું કામ અથવા ક્રિયા બતાવે છે તેને** વ્યાકરણમાં **વર્તમાનકાળ** કહે છે.

**સૂચના**—કેટલાંક ક્રિયાપદ જેમ ગયા વખતની ક્રિયા બતાવે છે, તેમ કેટલાંક ક્રિયાપદ ચાલુ વખતની ક્રિયા બતાવે છે. રામચંદ્ર આવે છે, એમાં 'આવે છે' એ ચાલુ ક્રિયા હોઈ ચાલતા વખતનું કામ બતાવે છે. તેઓ પાઠ વાંચે છે, એમાં 'વાંચે છે' એ ચાલુ ક્રિયા હોઈ ચાલતા વખતનું કામ બતાવે છે, અને હું દાખલા ગણું છું એમાં 'ગણું છું' એ ચાલુ ક્રિયા હોઈ ચાલતા વખતનું કામ બતાવે છે, માટે **'આવે છે, વાંચે છે, ગણું છું.'** એ **વર્તમાનકાળનાં** ક્રિયાપદો છે. **વર્તમાનકાળ** એમાં વર્તમાન=ચાલુ ને કાળ=વખત. એટલે કે ચાલતો વખત.

**વર્તમાનકાળનાં** ક્રિયાપદોને છેડે '**છું, છીએ, છે, છો**' વગેરે આવે છે. જેમ—ખાઉં છું, વાંચીએ છીએ, દોડે છે, અને લખો છો વગેરે. ક્રિયાપદોને છેડે 'છ' ધાતુના જેવાં રૂપ આવે છે, તે બધાં **વર્તમાનકાળનાં** ક્રિયાપદો છે.

ભૂતકાળનાં ક્રિયાપદો **જાતિ પ્રમાણે** બદલાય છે, તેમ **વર્તમાનકાળનાં** ક્રિયાપદો જાતિ પ્રમાણે બદલાતાં નથી, પણ **પુરૂષ પ્રમાણે બદલાય છે.** જેમ—'હું, તું, તે' આ ત્રણે પુરૂષ ગમે તે જાતિમાં હોય, તો પણ 'હું આવું છું,' 'તું આવે છે' અને 'તે આવે છે,' એમ પુરૂષ પ્રમાણે ક્રિયાપદ બદલાય છે, પણ ભૂતકાળની પેઠે નરજાતિ 'આવ્યો,' નારીજાતિ 'આવી,' નાન્યતરજાતિ 'આવ્યું'' એમ વર્તમાનકાળનાં ક્રિયાપદો જાતિ પ્રમાણે બદલાતાં નથી, માટે **વર્તમાનકાળને પુરૂષદર્શક કાળ** કહે છે.

વર્તમાનકાળ ત્રણ પ્રકારના છે. **વર્તમાન, અનિયમિત વર્તમાન,** અને **વિધિ વર્તમાન. વર્તમાન કાળનાં ક્રિયાપદોને છેડે 'છે' આવે** છે. જેમ—જાય છે, ખાય છે, આવે છે. વગેરે હકીકત ઉપર કહેવામાં આવેલી છે. **અનિયમિત વર્તમાનકાળનાં** ક્રિયાપદોમાં છેડેનો '**છે' જતો રહે છે** જેમ—જાય, ખાય, આવે. વગેરે. આ ક્રિયાપદો વર્તમાનકાળની પેઠે ચોકસ ચાલુ ક્રિયા બતાવતાં નથી, તે ઉપરથી તેને અચોકસ કે અનિયમિત એવું નામ વ્યાકરણમાં આપેલું જણાય છે, આ કાળના પ્રત્યયો વર્નમાનકાળની પેઠે **પુરૂષદર્શક છે. વિધિવર્તમાનકાળનાં ક્રિયાપદોને છેડે જાતિદર્શક 'વો વી, વું'** હોય છે. જેમ—જવો, જવી, જવું; ખાવો, ખાવી, ખાવું; અને

આવવો, આવવી, આવવું, આ શબ્દો ચાલુ વખતની વિધિ એટલે ક્રિયા બતાવે છે, તે ઉપરથી વ્યાકરણમાં તેને **વિધિ વર્તમાનકાળ** કહેવામાં આવે છે. આ કાળના પ્રત્યયો **જાતિદર્શક** છે.

આ ત્રણે કાળનાં **મૂળભેદ** અને **શક્યભેદ**માં ક્રિયાપદનાં નીચે પ્રમાણે રૂપ થાય છે.

'**આવ**' ધાતુનાં રૂપ.

## વર્તમાનકાળ.

### મૂળભેદ. (પુરૂષદર્શક છે).

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પેહેલો પુરૂષ. | હું આવું છું. | અમે આવીએ છીએ. |
| બીજો પુરૂષ. | તું આવે છે. | તમે આવો છો. |
| ત્રીજો પુરૂષ. | તે આવે છે. | તેઓ આવે છે. |

### અનિયમિત વર્તમાનકાળ. (પુરૂષદર્શક છે).

| | | |
|---|---|---|
| પેહેલો પુરૂષ. | હું આવું. | અમે આવીએ. |
| બીજો પુરૂષ. | તું આવે. | તમે આવો. |
| ત્રીજો પુરૂષ. | તે આવે. | તેઓ આવે. |

### વિધિ વર્તમાનકાળ. (જાતિદર્શક છે).

| | | |
|---|---|---|
| નરજાતિ. | આવવો. | આવવા. |
| નારીજાતિ. | આવવી. | આવવી. |
| નાન્યતરજાતિ. | આવવું. | આવવાં. |

## 'આવ' ધાતુનાં રૂપ.

### વર્તમાનકાળ.

#### શક્યભેદ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરૂષ. | મારાથી અવાય છે. | અમારાથી અવાય છે. |
| બીજો પુરૂષ. | તારાથી અવાય છે. | તમારાથી અવાય છે. |
| ત્રીજો પુરૂષ. | તેથી અવાય છે. | તેઓથી અવાય છે. |

### અનિયમિત વર્તમાનકાળ.

| | | |
|---|---|---|
| પહેલો પુરૂષ. | મારાથી અવાય. | અમારાથી અવાય. |
| બીજો પુરૂષ. | તારાથી અવાય. | તમારાથી અવાય. |
| ત્રીજો પુરૂષ. | તેથી અવાય. | તેઓથી અવાય. |

### વિધિ વર્તમાનકાળ.

| | | |
|---|---|---|
| નરજાતિ. | અવાવો. | અવાવા. |
| નારીજાતિ. | અવાવી. | અવાવી. |
| નાન્યતરજાતિ. | અવાવું. | અવાવાં. |

### અભ્યાસ પાઠ ૧૭.

નીચેનાં વાક્યોમાંથી **વર્તમાનકાળનાં** ક્રિયાપદ બતાવો.

૧ છોકરો ચોપડી લખે છે. ૨ નવલરામ દાખલા ગણે છે. ૩ આ છોકરી કપડાં સીવે છે. ૪ તમે નિશાળમાં જઇને પાઠ શીખો છો. ૫ નટવરલાલ આવે છે. ૬ મહેતાજી શિખામણ આપે છે. ૭ માબાપ છોકરાંની

સંભાળ રાખે છે. ૮ તમે વડીલોને માન આપો છો. ૯ તેઓ પોતાના પાઠ કરે છે. ૧૦ કુતરાને ભસવાની ટેવ છે.

**અભ્યાસ પાઠ ૧૮.**

'લખ' ધાતુનાં **મૂળભેદ** અને **શકયભેદમાં વર્તમાનકાળનાં** રૂપ લખો.

**અભ્યાસ પાઠ ૧૯.**

'જા' ધાતુનાં **મૂળભેદ** અને **શકયભેદમાં અનિયમિત વર્તમાનકાળનાં** રૂપ લખો.

**અભ્યાસ પાઠ ૨૦.**

'પડ' ધાતુનાં **મૂળભેદ** અને **શકયભેદમાં** વિધિ **વર્તમાનકાળનાં** રૂપ લખો.

**અભ્યાસ પાઠ ૨૧.**

નીચેનાં વાકયોમાં ખાલી જગાઓ **વર્તમાનકાળનાં ક્રિયાપદથી ભરો.**

૧ મહેતાજી છોકરાઓને શિખામણ .... ૨ તમે દરરોજ ફરવા .... ૩ મનુ નિશાળે .... ૪ તેઓ ચોકખાં કપડાં .... ૫ હું રોજ દૂધ .... ૬ મોહનલાલ ગીત .... ૭ તમે કાગળ .... ૮ તેઓ ગુરૂની આજ્ઞા .... ૯ તમે ઘેર .... ૧૦ ચાકર ગાડી ....

---

# પાઠ ૬ ઠ્ઠો.
## ક્રિયાપદના કાળ.

---

### (૩) ભવિષ્યકાળ.

**નીચેનાં વાક્યોમાંથી એવાં ક્રિયાપદ બતાવો કે જેઓ આવતા વખતનું કામ અથવા ક્રિયા બતાવતાં હોય.**

કેશવલાલ સુરતથી આવશે. ૨ મોહનલાલ ભાષણ કરશે. ૩ છોકરાઓ ગાયન ગાશે. ૪ આજે મેળાવડો થશે. ૫ બાળકોને ઇનામ મળશે. ૬ તેઓ ચોપડી લખશે. ૭ બ્રાહ્મણ રસોઇ કરશે. ૮ સુથાર ખુરશી બનાવશે. ૯ હું ચાલીને જઇશ. ૧૦ તેઓ ગાડીમાં આવશે.

**વ્યાખ્યા—જે ક્રિયાપદો આવતા વખતનું કામ અથવા ક્રિયા બતાવે છે તેને** વ્યાકરણમાં **ભવિષ્યકાળ** કહે છે.

**સૂચના**—કેટલાંક ક્રિયાપદ જેમ ગયા વખતની ક્રિયા બતાવે છે, અને કેટલાંક ચાલુ વખતની ક્રિયા બતાવે છે, તેમ ભવિષ્યકાળનાં ક્રિયાપદ આવતા વખતની ક્રિયા બતાવે-છે, જેમ—**આવશે, કરશે, ગાશે, થશે** વગેરે **ક્રિયાપદો** આવતા વખતનું કામ બતાવે છે માટે તેઓ **ભવિષ્ય-કાળનાં ક્રિયાપદ** છે. ભવિષ્યકાળ=આવતો વખત. આ ઉપરથી ભવિષ્યકાળ કહેવાય છે.

ભવિષ્યકાળનાં ક્રિયાપદો વર્તમાનકાળની પેઠે પુરૂષ-દર્શક છે, તેથી જાતિ પ્રમાણે ન બદલાતાં પુરૂષ પ્રમાણે બદલાય છે.

ભવિષ્યકાળનાં મૂળભેદ અને શકયભેદમાં ક્રિયાપદનાં નીચે પ્રમાણે રૂપ થાય છે.

'કર' ધાતુનાં રૂપ.

## ભવિષ્યકાળ. (પુરૂષદર્શક છે.)

### મૂળભેદ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરૂષ. | હું કરીશ. | અમે કરીશું. |
| બીજો પુરૂષ. | તું કરીશ, કરજે. | તમે કરશો, કરજો. |
| ત્રીજો પુરૂષ. | તે કરશે. | તેઓ કરશે. |

### શકયભેદ.

| | | |
|---|---|---|
| પહેલો પુરૂષ. | મારાથી કરાશે. | અમારાથી કરાશે. |
| બીજો પુરૂષ. | તારાથી કરાશે. | તમારાથી કરાશે. |
| ત્રીજો પુરૂષ. | તેનાથી કરાશે. | તેઓથી કરાશે. |

### અભ્યાસ પાઠ ૨૨.

**નીચેનાં વાકયોમાંથી ભવિષ્યકાળનાં ક્રિયાપદો બતાવો.**

૧ છોકરાઓ પાઠ લખશે. ૨ તેઓ આજે આવશે. ૩ તમે દાખલા ગણજો. ૪ તું કાલે વહેલો ઉઠજે. ૫ તમે બગીચામાં ફરવા જજો. ૬ મગનલાલ દવા લાવશે. ૭ તમે હલકો ખોરાક ખાજો. ૮ આ વખત જલદી પરીક્ષા થશે. ૯ તેઓ કાગળ લખશે. ૧૦ ચાકર ગાડી લાવશે.

### અભ્યાસ પાઠ ૨૩.

'લખ' ધાતુનાં **મૂળભેદ** અને **શકયભેદમાં ભવિષ્યકાળનાં** રૂપ લખો.

### અભ્યાસ પાઠ ૨૪.

'ખા' ધાતુનાં મૂળભેદમાં **ભૂત, વર્તમાન,** અને **ભવિષ્યકાળનાં** રૂપ લખો.

### અભ્યાસ પાઠ ૨૫.

'રહે' ધાતુનાં શક્યભેદમાં **ભૂત, વર્તમાન અને ભવિષ્ય-કાળનાં** રૂપ લખો.

### અભ્યાસ પાઠ ૨૬.

નીચેનાં વાક્યોમાં ખાલી જગાઓ **ભવિષ્યકાળનાં ક્રિયાપદોથી** ભરો.

૧ ગીરજાશંકર કલકત્તેથી .... ૨ તમે પાઠ .... ૩ હુ તમને તે વાત .... ૪ બાળકો ગાયન .... ૫ તમે સવારે વહેલા .... ૬ ધોબી કપડાં .... ૭ તું આજે વહેલો ઘેર .... ૮ આજે આપણે ફરવા .... ૯ તે ચોરને ન્યાયાધીશ સજા .... ૧૦ મહેતાજી બાળકોને બોધ ....

---

## પાઠ ૭ મો.

---

### કર્તા.

નીચેનાં વાક્યોમાંથી એવા **શબ્દો બતાવો કે જેઓને કામ (ક્રિયા) ના કરનારા તરીકે મુકવામાં આવેલા** હોય.

૧ છોકરો દોડે છે. ૨ ગીરજાશંકર આવે છે. ૩ મણીલાલ નિશાળે જાય છે. ૪ તેઓ દૂધ પીએ છે. ૫ બળદ ઘાસ ખાય છે. ૬ દરજીએ કપડાં સીવ્યાં. ૭ મોતીલાલ દાખલા ગણે છે. ૮ સુથાર ખુરશી બનાવે છે. ૯ તમે ફરવા જાઓ છો. ૧૦ તેઓ ઘેર જશે.

**વ્યાખ્યા**—વાક્યોમાં જે શબ્દોને કામ (ક્રિયા) ના કરનારા તરીકે મૂકવામાં આવે છે તે શબ્દોને કર્તા કહે છે.

**સૂચના**—કોઇ પણ વાક્યમાં કામ એટલે ક્રિયાનો કરનારો અને ક્રિયાપદ આ બે તો હોય છેજ. જેમ, 'છોકરો દોડે છે.' આ વાક્યમાં 'દોડે છે' ક્રિયાપદ છે, અને દોડવાનું કામ એટલે ક્રિયાનો કરનારો છોકરો છે, માટે 'છોકરો' કર્તા કહેવાય. 'ગીરજાશંકર આવે છે.' આ વાક્યમાં 'આવે છે' ક્રિયાપદ છે અને આવવાનું કામ એટલે ક્રિયાનો કરનારો ગીરજાશંકર છે. માટે 'ગીરજાશંકર' કર્તા કહેવાય. 'મણીલાલ નિશાળે જાય છે.' આ વાક્યમાં 'જાય છે' ક્રિયાપદ છે, અને જવાનું કામ એટલે ક્રિયાનો કરનારો મણીલાલ છે. માટે 'મણીલાલ' કર્તા કહેવાય.

વાક્યમાંના ક્રિયાપદની પહેલાં 'કોણ' મૂકી સવાલ પૂછતાં જે જવાબ આવે છે તે કર્તા હોય છે. જેમ, 'તેઓ દૂધ પીએ છે.' આ વાક્યમાં 'પીએ છે' ક્રિયાપદ છે, તેની પહેલાં 'કોણ' મૂકી સવાલ પૂછીએ તો 'કોણ પીએ છે?' આ સવાલ થયો. અને જવાબ 'તેઓ' થયો. માટે 'તેઓ' વાક્યમાં કર્તા કહેવાય. 'બળદ ઘાસ ખાય છે.' આ વાક્યમાં 'ખાય છે' ક્રિયાપદ છે. તેની પહેલાં 'કોણ' મૂકી સવાલ પૂછીએ તો 'કોણ ખાય છે?' આ સવાલ થયો, અને જવાબ 'બળદ' થયો. માટે 'બળદ' વાક્યમાં કર્તા કહેવાય.

## અભ્યાસ પાઠ ૨૭.

નીચેનાં વાક્યોમાંથી કર્તા બતાવો.

૧ જમશેદ જાય છે. મોહનલાલ પાઠ વાંચે છે. ૩ તેઓ સુરત જશે. ૪ તમે કાગળ લખ્યો. ૫ સોરાબજી આજે આવશે. ૬ હું દાખલા ગણીશ. ૭ (જે) ખાડો ખોદે તે પડે. ૮ (ખેડુત) વાવે તેવું લણે. ૯ તેઓએ મને વાત કહી. ૧૦ દૂધમાં તમે સાકર નાખો.

## અભ્યાસ પાઠ ૨૮.

કોઇ પણ દશ વાકયો લખો અને તેમાંથી કર્તા બતાવો.

## અભ્યાસ પાઠ ૨૯.

નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ કર્તાથી ભરો.

૧ ... ચોપડી લખું છું. ૨ ... મને બધી હકીકત કહી. ૩ પછી ... ઠેઠ દિલ્હી ગયો. ૪ ... દાન આપે છે. ૫ ... ઝાડ કાપ્યું. ૬ જુઠા ... પસ્તાય છે. ૭ ... કાલે આવશે. ૮ ખેતરમાં ... ઉગે છે. ૯ ... માથે પાઘડી પહેરી છે. ૧૦ ... પોતાના કામમાં ઉમંગી છે.

---

# પાઠ ૮ મો.

## કર્મ.

**નીચેનાં વાકયોમાંથી એવા શબ્દો બતાવો કે જેઓ ક્રિયાના ખમનારા હોય એટલે કે જેઓના કર્તાની ક્રિયા (કામ) જે શબ્દો ઉપર લાગુ થતી હોય.**

૧ હું કાગળ લખું છું. ૨ સિપાઇએ વાઘને પકડયો. ૩ તે રાજા દાન આપે છે. ૪ તેઓએ ભાત ખાધા. ૫ તેણે મને પ્રશ્ન પૂછયો. ૬ તેઓએ ચોપડીઓ લીધી. ૭ મે વાસણ ખરીદ્યાં. ૮ અમે કામ કરીએ છીએ. ૯ પ્રભુ તમારૂં કલ્યાણ કરે. ૧૦ મોહનલાલ પોતાના પાઠ કરે છે.

**વ્યાખ્યા**—વાકયોમાં **જે શબ્દો ક્રિયાના ખમનારા હોય એટલે કે જેઓના કર્તાની ક્રિયા જે શબ્દો ઉપર લાગુ થતી હોય તે શબ્દોને કર્મ કહે છે.**

**સૂચના**—ક્રિયાનો કરનાર જેના ઉપર પોતાની ક્રિયા કરે છે, એટલે કે **જે શબ્દ ઉપર** તેની **ક્રિયા લાગુ પડે છે તે શબ્દ કર્મ** છે. જેમ, '**હું** કાગળ લખું છું' આ વાકયમાં લખવાના કામનો કરનારો 'હું' છું, ને લખવાની ક્રિયા 'કાગળ' ઉપર લાગુ પડે છે, માટે આ વાકયમાં '**કાગળ' કર્મ** કહેવાય. 'સિપાઇએ વાઘને પકડયો.' આ વાકયમાં પકડવાના કામનો કરનારો 'સિપાઇએ' છે, ને પકડવાની ક્રિયા 'વાઘ' ઉપર લાગુ પડે છે, માટે આ વાકયમાં **'વાઘને' કર્મ** કહેવાય.

વાક્યમાં ક્રિયાપદની પહેલાં 'કોણ' ની પેઠે 'શું' મૂકી સવાલ પૂછતાં જે જવાબ આવે છે તે **કર્મ છે.** જેમ, 'રાજા દાન આપે છે' આ વાક્યમાં 'શું' થી સવાલ પૂછીએ તો 'શું આપે છે?' એવો સવાલ થયો અને એનો જવાબ 'દાન' થયો. માટે **'દાન' કર્મ** કહેવાય. 'તેઓએ ભાત ખાધા' આ વાક્યમાં 'શું' થી સવાલ પૂછીએ તો 'શું ખાધા' એવો સવાલ થયો અને એનો જવાબ 'ભાત' થયો, માટે 'ભાત' **કર્મ** કહેવાય.

**અભ્યાસ પાઠ ૩૦.**

**નીચેનાં વાક્યોમાંથી કર્મ બતાવો.**

૧ તેઓ રોટલી ખાય છે. ૨ મગનલાલે પાઠ વાંચ્યો. ૩ રામલાલ દાખલા ગણે છે. ૪ મહેતાજી શિખામણ આપે છે. ૫ કેશવલાલે પોતાની ચોપડી ફાડી. ૬ તેઓએ ઘોડો ખરીદ્યો. ૭ મેં નોકરને પગાર આપ્યો. ૮ નારાયણ વાત કરે છે. ૯ ગુરૂ શિષ્યને પાઠ શીખવે છે. ૧૦ તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે.

**અભ્યાસ પાઠ ૩૧.**

કોઈ પણ **દશ વાક્યો લખો અને** તેમાંથી **કર્મ બતાવો.**

**અભ્યાસ પાઠ ૩૨.**

**નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ કર્મથી ભરો.**

૧ તમે ... કરો છો. ૨ આપે એ ... ઠીક કહી. ૩ સોનીએ ... બનાવી. ૪ મગનલાલે ... લીધાં. ૫ તેઓએ ... ખરીદી. ૬ તમે ... લાવજો. ૭ ગીરજાશંકર ... પીએ છે. ૮ તેઓ ... લાવે છે. ૯ મેં ... ખાધી. ૧૦ સિપાઈએ ... ગોળીથી માર્યો.

---

## પાઠ ૯ મો.

### ક્રિયાનાથ.

**નીચેનાં વાક્યોમાંથી એવા શબ્દો બતાવો કે તેમાંનાં ક્રિયાપદની જાતિ અને વચન તે શબ્દો પ્રમાણે બદલાતાં હોય.**

૧ છોકરો દોડ્યો. ૨ મોહનલાલ આવ્યા. ૩ નટવરલાલે દૂધ પીધું. ૪ તમે નિશાળે ગયા. ૫ કુતરે પાણી પીધું. ૬ તમે ગીત ગાજો. ૭ માણેકલાલે ચિત્ર પાડ્યું. ૮ તમે તાજમહાલ જોયો છે? ૯ તેઓએ ચોપડી ખરીદી. ૧૦ તેણે સારૂ કામ કીધું.

**વ્યાખ્યા—ક્રિયાપદની જાતિ, વચન કે પુરૂષ જે શબ્દ પ્રમાણે બદલાય છે તે શબ્દને** વ્યાકરણમાં **ક્રિયાનાથ કહે છે.**

**સૂચના**—વાક્યમાં કર્તા ને ક્રિયાપદ બેજ હોય તો કર્તા પ્રમાણેજ ક્રિયાપદ રહે છે, અને કર્તાને બદલીએ તો ક્રિયાપદ પણ બદલાય છે. માટે આવાં વાક્યોમાં તો કર્તાજ **ક્રિયાનાથ** કહેવાય. જેમ, 'છોકરો દોડયો.' આ વાક્યમાં કર્તા 'છોકરો' ને ક્રિયાપદ 'દોડયો' છે, અને 'છોકરો' નરજાતિ, એકવચન અને ત્રીજા પુરૂષમાં છે, તો ક્રિયાપદ 'દોડયો' નરજાતિ, એકવચન અને ત્રીજા પુરૂષમાં છે, એટલે કે ક્રિયાપદનાં જાતિ, વચન ને પુરૂષ કર્તા 'છોકરો' છે, તેનાજ પ્રમાણે રહે છે. વળી છોકરો કર્તા છે, તેને બદલી 'છોકરી' વાક્યમાં મૂકીએ

તો 'છોકરી દોડી,' એમ બોલાય. મતલબ કે કર્તાને બદલવાથી ક્રિયાપદ પણ બદલાય છે, માટે 'છોકરો દોડે છે,' એ વાક્યમાં 'છોકરો' કર્તા છે તેજ **ક્રિયાનાથ** કહેવાય. આવાં વાક્યોમાં બધે કર્તાજ ક્રિયાનાથ હોય છે, તે યાદ રાખવું; પણ વાક્યમાં જ્યારે કર્તા, કર્મ અને ક્રિયાપદ ત્રણે હોય, ત્યારે કર્તા અને કર્મ બેમાંથી કોણ ક્રિયાનાથ છે, તે જાણવાને ક્રિયાપદ કોની જાતિ, વચન કે પુરૂષ પ્રમાણે રહે છે, અથવા બદલાય છે તે શોધવું જોઇએ. જેમ, 'નટવરલાલે દૂધ પીધું.' આ વાક્યમાં 'દૂધ' કર્મ છે એ નાન્યતરજાતિ, એકવચન ને ત્રીજા પુરૂષમાં છે તો ક્રિયાપદ 'પીધું' એ પણ નાન્યતર જાતિ, એકવચન ને ત્રીજા પુરૂષમાં છે. કર્તા નટવરલાલ તો નરજાતિમાં છે, તે પ્રમાણે ક્રિયાપદ નરજાતિમાં નથી, માટે આ વાક્યમાં કર્મ '**દૂધ**' તે **ક્રિયાનાથ** કહેવાય. વાક્યમાં કર્મ 'દૂધ' છે તેને બદલે 'ચા' મૂકીએ તો 'નટવરલાલે ચા પીધી,' આમ બોલાય. એટલે કે 'કર્મ' પ્રમાણે ક્રિયાપદ પણ બદલાય છે, માટે વ્યાખ્યા પ્રમાણે આ વાક્યમાં **કર્મ** તેજ **ક્રિયાનાથ** છે. તેમજ તમે દાખલા ગણ્યા, કુતરે પાણી પીધું, વગેરે વાક્યોમાં પણ ઉપર પ્રમાણે કર્મજ ક્રિયાનાથ થાય છે તે શિક્ષકે બતાવવું.

## અભ્યાસ પાઠ ૩૩.

નીચેનાં વાક્યોમાંથી ક્રિયાનાથ બતાવો.

૧ મારે ઘેરથી કાગળ આવ્યો. ૨ તેથી મેં સમાચાર જાણ્યા. ૩ આથી મને ઘણો આનંદ થયો. ૪ હું

પાછો કાગળ લખીશ. ૫ તેમાં તમારી વાત જણાવીશ. ૬ તમે મારે ઘેર આવજો. ૭ જયાનંદે ઘોડો ખરીદ્યો છે. ૮ હું તમને તે ઘોડો બતાવીશ. ૯ પછી આપણે ફરવા જઈશું. ૧૦ મારા કાકા સાથે આવશે.

## અભ્યાસ પાઠ ૩૪.

કોઈપણ દશ વાકયો લખો અને તેમાંથી ક્રિયાનાથ બતાવો.

## અભ્યાસ પાઠ ૩૫.

કર્તા ક્રિયાનાથ થાય તેવાં અને કર્મ ક્રિયાનાથ થાય તેવાં પાંચ પાંચ વાકયો લખો.

## અભ્યાસ પાઠ ૩૬.

નીચેનાં વાકયોમાંની ખાલી જગાઓ ક્રિયાનાથથી ભરો.

૧ છોકરે ... ખાધી. ૨ મેં ... લખ્યો. ૩ તમે ... પીધું. ૪ ... દરીએ ફરવા જઈશ. ૫ ... ત્યાં આવજો. ૬ નટવરલાલે ... લખી. ૭ ... રમવા જઈશું. ૮ મારા ... ત્યાં આવશે. ૯ તમે કઈ ... લીધી? ૧૦ ... તો સાતમી ચોપડી લઉં છું.

---

## પાઠ ૧૦ મો.

### પ્રયોગ.

---

#### (૧) કર્તરિ પ્રયોગ.

**નીચેનાં વાકયોમાંથી એવા શબ્દો બતાવો કે જેઓ ક્રિયાપદોના કર્તા હોય તેજ ક્રિયાનાથ થતા હોય.**

૧ મોહનલાલ આવશે. ૨ તું ઘેર જજે. ૩ પછી અમે આવીશું. ૪ તે કૂતરો દોડ્યો. ૫ તે છોકરી રોજ બે પાઠ વાંચતી. ૬ તે ગાડીમાંથી પડી ગયો. ૭ હું ચિત્ર પાડું છું. ૮ તમે ટોપી મૂકો. ૯ આપણે ફરવા જઈએ. ૧૦ મારો ભાઈ સાથે આવશે.

**વ્યાખ્યા**—વાકયમાં ક્રિયાપદનો **કર્તા હોય તેજ ક્રિયાનાથ થતો હોય** તો તે ક્રિયાપદનો **કર્તરિ પ્રયોગ** કહેવાય.

**સૂચના**—જે ક્રિયાપદોમાં **કર્તા ક્રિયાનાથ હોય તે બધાં કર્તરિ પ્રયોગનાં ક્રિયાપદો** છે. જેમ, 'મોહનલાલ આવશે, તું ઘેર જજે, અને અમે આવીશું.' આ વાક્યોમાં 'મોહનલાલ, તું, અને અમે' અનુક્રમે 'આવશે, જજે, અને આવીશું' એ ક્રિયાપદોના કર્તા છે અને ક્રિયાનાથ પણ છે માટે '**આવશે, જજે, અને આવીશું**' એ ત્રણે **કર્તરિ પ્રયોગનાં ક્રિયાપદો** કહેવાય.

### અભ્યાસ પાઠ ૩૭.

નીચેનાં વાકયોમાંથી કર્તરિ પ્રયોગનાં ક્રિયાપદો બતાવો.

૧ ઘોડો દોડે છે. ૨ તમે જમીને આવજો. ૩ હું ફરતો ફરતો જઇશ. ૪ તમે તે કાગળ વાંચીને જવાબ લખજો. ૫ છગનલાલ દોડતા ગયા. ૬ તેઓ તો આવતા હતા. ૭ તે રાતો ઘોડો છે. ૮ નરસિંહ પરોપકારી હતો. ૯ તમે ઘેર જઇ પાછા આવજો. ૧૦ મારા મામા સુરતથી આવ્યા છે.

### અભ્યાસ પાઠ ૩૮.

એવાં દશ વાકયો લખો કે જેમાંનાં ક્રિયાપદો કર્તરિ પ્રયોગનાંજ હોય.

### અભ્યાસ પાઠ ૩૯.

નીચેનાં વાકયોમાં ખાલી જગાઓ કર્તરિ પ્રયોગનાં ક્રિયાપદોથી ભરો.

૧ હું કામ .... ૨ તમે વહેલા .... ૩ તમે પાઠ .... ૪ જમશેદજી કાગળ .... ૫ આ ચોપડી મારી .... ૬ તેઓ દાખલા .... ૭ હું દરરોજ ઇશ્વરની પ્રાર્થના .... ૮ મોહનલાલ ઘેર .... ૯ હું દૂધ .... ૧૦ તે વાઘ મોટો ....

---

# પાઠ ૧૧ મો.

## પ્રયોગ.

---

### (૨) કર્મણિ પ્રયોગ.

**નીચેનાં વાક્યોમાંથી એવા શબ્દો દેખાડો કે જેઓ ક્રિયાપદોનાં કર્મ હોય તેજ ક્રિયાનાથ થતાં હોય.**

૧ દેવશંકરે કાગળ લખ્યો. ૨ જયાનંદે પાઠ વાંચ્યો. ૩ તેણે પોતાની ચોપડી ફાડી. ૪ મેં રોટલી ખાધી. ૫ તમે પૈસા આપ્યા. ૬ મારા કાકાએ તે ઘર રાખ્યું. ૭ સિપાઈએ ચોરને બાંધ્યો. ૮ તમે તે પોપટ રાખ્યો. ૯ તે છોકરે ખુરશી ભાંગી. ૧૦ પેલા તોફાની છોકરે પત્થર ફેંક્યો.

**વ્યાખ્યા**—વાકયમાં ક્રિયાપદનું કર્મ હોય તેજ ક્રિયાનાથ થતું હોય તો તે ક્રિયાપદનો કર્મણિ પ્રયોગ કહેવાય.

**સૂચના**—જે ક્રિયાપદોમાં કર્મ ક્રિયાનાથ હોય તે બધાં કર્મણિ પ્રયોગનાં ક્રિયાપદો છે, જેમ, 'દેવશંકરે કાગળ લખ્યો, જયાનંદે પાઠ વાંચ્યો, તેણે ચોપડી ફાડી.' આ વાક્યોમાં 'કાગળ, પાઠ, ચોપડી' એ અનુક્રમે 'લખ્યો, વાંચ્યો, ફાડી' એ ક્રિયાપદોનાં કર્મ છે અને ક્રિયાનાથ પણ છે માટે '**લખ્યો, વાંચ્યો, ફાડી**' એ ત્રણે કર્મણિ પ્રયોગનાં ક્રિયાપદો કહેવાય.

## અભ્યાસ પાઠ ૪૦.

નીચેનાં વાકયોમાંથી **કર્મણિ પ્રયોગનાં ક્રિયાપદો** બતાવો.

૧ તેણે ઘોડો લીધો. ૨ મોહનલાલે ઘર બંધાવ્યું. ૩ તેઓએ દવા આપી. ૪ તેણે પૈસા લીધા ત્યારે તે ઉઠયો. ૫ મેં જાતે તે કાગળ પહોંચાડ્યો. ૬ તેણે પત્થર ફેંકયો. ૭ નટવરલાલે બે ઘોડા રાખ્યા. ૮ મેં ખુરશીના પાંચ રૂપીઆ આપ્યા. ૯ તેણે ચોપડી ગુમાવી. ૧૦ તમે તેને ઠપકો દીધો.

## અભ્યાસ પાઠ ૪૧.

એવાં દશ વાકયો લખો કે જેમાંનાં ક્રિયાપદો કર્મણિ પ્રયોગનાંજ હોય.

## અભ્યાસ પાઠ ૪૨.

નીચેનાં વાકયોમાં ખાલી જગાઓ **કર્મણિ પ્રયોગનાં ક્રિયાપદોથી** ભરો.

૧ તમારી ચોપડી મેં .... ૨ તમે ઘોડાને .... ૩ ગીરધરલાલે ચોપડી .... ૪ તેઓએ માંદા હોવાથી દવા .... ૫ મારા પિતાએ મને શિખામણ .... ૬ તેઓએ મને ફાયદો .... ૭ ગીરજાશંકરે ઘડીઆળ .... ૮ મહેતાજીએ પરીક્ષા .... ૯ ઇશ્વરલાલે ઇનામ .... ૧૦ ઘોડાએ ઘાસ ....

# પાઠ ૧૨ મો.

## પ્રયોગ.

---

### (૩) ભાવે પ્રયોગ.

**નીચેનાં વાકયોમાંથી એવાં ક્રિયાપદો દેખાડો જેઓનો ક્રિયાનાથ કર્તા કે કર્મ એ બેમાંથી એકે હોય નહિ.**

૧ રાજાથી ચલાયું. ૨ મોહનલાલથી આજે ઉઠાયું છે. ૩ મારાથી જવાયું. ૪ પેટમાં દુખે છે. ૫ તમારાથી ચાલીને જવાય છે. ૬ તે કુતરાથી દોડાયું. ૭ તેઓથી બેસાય છે. ૮ કપુરચંદથી અહીં અવાય છે. ૯ તે છોકરાથી રડાય છે. ૧૦ તેનાથી હરાય ફરાય છે.

**વ્યાખ્યા**—જે ક્રિયાપદોનો **ક્રિયાનાથ કર્તા કે કર્મ એ બેમાંથી એકે હોય નહિ,** તે ક્રિયાપદોને **ભાવે પ્રયોગ કહેવાય છે.**

**સૂચના**—ભાવે પ્રયોગ એમાં 'ભાવ' એ સંસ્કૃત રૂપ છે. ભાવ એટલે ક્રિયાનો બોધ, મતલબ કે જેમાં **કર્તા કે કર્મ હોય નહિ**; પણ **માત્ર એકલી ક્રિયાનો ભાવ કે બોધજ રહેલો હોય છે, તેને ભાવે પ્રયોગ** કહે છે. રાજાથી ચલાય છે-આમાં 'ચલાય છે' એટલે ચાલવાનું થાય છે એવો ભાવ રહેલો છે, માટે 'ચલાય છે' એ ભાવે પ્રયોગ છે. તેનાથી જવાય છે-આમાં 'જવાય છે' એટલે જવાનું થાય છે એવો ભાવ રહેલો છે, માટે

'જવાય છે' એ ભાવે પ્રયોગ છે. પેટમાં દુખે છે-આમાં 'દુખે છે' એટલે કંઇ દુખતું હોય એવો ભાવ રહેલો છે, માટે 'દુખે છે' એ ભાવે પ્રયોગ છે.

મૂળભેદનું સકર્મક ક્રિયાપદ શક્યભેદમાં આવે તો પ્રથમનો કર્તા કારણ થાય છે, અને કર્મ શક્યભેદવાળા ક્રિયાપદનો કર્તા થાય છે, ને ક્રિયાપદ અકર્મક થઈ જાય છે. જેમ, 'છોકરો રોટલી ખાય છે' ને 'છોકરાથી રોટલી ખવાય છે.' આમાં પહેલા વાક્યમાં 'છોકરો' કર્તા છે, તે બીજા વાક્યમાં કારણ થાય છે, ને પહેલા વાક્યમાં 'રોટલી' કર્મ છે તે બીજા વાક્યમાં કર્તા થાય છે, અને ક્રિયાપદ અકર્મક થાય છે. શક્યભેદવાળા ક્રિયાપદને કર્મ હોતુંજ નથી.

મૂળભેદનું અકર્મક ક્રિયાપદ શક્યભેદમાં આવે તો પ્રથમનો કર્તા કારણ થાય છે; અને ક્રિયાપદનો ભાવ ક્રિયાનાથ હોઇ તેનો ભાવે પ્રયોગ થાય છે. જેમ, 'તે ગયો' ને 'તેનાથી જવાયું' આમાં પહેલા વાક્યમાં 'તે' કર્તા છે તે બીજા વાક્યમાં કારણ થયો, ને 'જવાયું' એમાં ક્રિયાપદનો ભાવ ક્રિયાનાથ થયો તેથી 'જવાયું' નો ભાવે પ્રયોગ થયો. વાક્યોમાં મૂળભેદનાં અકર્મક ક્રિયાપદોના કર્તાને પાંચમી વિભક્તિ 'થી' લગાડી તેજ વાક્યો ફરીથી બોલવાથી તેમાંનાં ક્રિયાપદોનો ભાવે પ્રયોગ થઇ જાય છે. જેમ, છોકરો જાય છે—છોકરાથી જવાય છે. હું બેઠો—મારાથી બેસાયું. ઘોડો દોડયો—ઘોડાથી દોડાયું, વગેરે.

### અભ્યાસ પાઠ ૪૩.

**નીચેનાં વાકયોમાંથી ભાવે પ્રયોગનાં ક્રિયાપદો બતાવો.**

૧ મારાથી જવાશે તો જઇશ. ૨ તેઓથી દોડાશે તો દોડશે. ૩ તેનાથી ખુરશી ઉપર બેસાય છે. ૪ મોહનલાલથી પડી જવાયું. ૫ અહીં મારાથી બેસાયું છે. ૬ તમારાથી ત્યાં અવાય તો આવજો. ૭ મારાથી હવે નિશાળે જવાય છે. ૮ ગવરીશંકરથી ઉઠાય છે. ૯ તેના માથામાં દુખે છે. ૧૦ તમારાથી દોડાય છે.

### અભ્યાસ પાઠ ૪૪.

**મૂળભેદનાં અકર્મક ક્રિયાપદ આવે તેવાં પાંચ વાકયો લખી તેને ફેરવીને ફરીથી શકયભેદમાં લખો.**

### અભ્યાસ પાઠ ૪૫.

**નીચેનાં વાકયોમાંની ખાલી જગાઓ ભાવે પ્રયોગનાં ક્રિયાપદોથી ભરો.**

૧ તમારાથી ... તો દોડજો. ૨ મારાથી વહેલું ... તો ઉઠીશ. ૩ તેઓથી હવે પથારીમાં .... ૪ તેઓથી હવે નિશાળે .... ૫ તેનાથી હવે ચાલીને .... ૬ ગણુપતથી નોકરી ઉપર .... ૭ મોહનલાલથી ઘોડા ઉપર .... ૮ અમારાથી ફરવા .... ૯ મારાથી નિશાળમાં .... ૧૦ તમારાથી ... તો આવજો.

---

## પાઠ ૧૩ મો.

### કૃદન્તના પ્રકાર.

---

### (૧) કૃદન્ત નામ.

**નીચેનાં વાક્યોમાંથી એવાં કૃદન્ત બતાવો કે જેઓ નામ તરીકે વપરાતાં હોય.**

૧ ઘણો વખત ત્યાં રહેવામાં માલ નથી. ૨ કહેવું સહેલું છે પણ કરવું કઠણ છે. ૩ વડા નિશાળીઆનું કહેવું તેઓએ માન્યું નહિ. ૪ જગતમાં સાચું બોલનારા ઘણા છે. ૫ તમારા દાખલા જોનાર કોણ હતા?

**વ્યાખ્યા**—વાક્યમાં જે કૃ ન્તો **નામ તરીકે વપરાય છે તેને કૃદન્ત નામ કહે છે.**

**સૂચના**—કૃદન્ત નામના શબ્દોને છેડે **'વો, વી, વા, વું, વાં'** અને **'નારો, નારી, નારૂં, નાર'** હોય છે અને તે પછી કોઇ કોઇ વખત વિભક્તિના પ્રત્યય પણ લાગે છે. જેમ, ઘણો વખત ત્યાં રહેવામાં માલ નથી-એમાં **'રહેવામાં' એ કૃદન્ત, નામ તરીકે વપરાયેલું છે,** છેડે 'વા' છે ને તે પછી 'માં' સાતમી વિભક્તિનો પ્રત્યય લાગેલો છે. કહેવું સહેલું છે પણ કરવું કઠણ છે-એમાં 'કહેવું', કરવું'' **કૃદન્તો, નામ તરીકે વપરાયેલાં** છે અને તેને છેડે 'વું' છે. વડા નિશાળીઆનું કહેવું તેઓએ માન્યું નહિ—એમાં **'કહેવું' કૃદન્ત, નામ તરીકે વપરાયેલું** છે અને તેને છેડે 'વું' છે. આ પ્રમાણે જગતમાં સાચું બોલનારા ઘણા છે તેમાં 'બોલનારા' અને તમારા દાખલા જોનાર કોણ હતા? તેમાં **'જોનાર' એ કૃદન્ત નામના શબ્દો** છે.

### અભ્યાસ પાઠ ૪૬.

**નીચેનાં વાક્યોમાંથી કૃદન્ત નામ દેખાડો.**

૧ પેલા માણસને અહીં રાખવો ઠીક નથી. ૨ તમારે મગનલાલને ઘેર જવામાં ફાયદો છે. ૩ તેનું કહેવું મને તો ઠીક લાગે છે. ૪ તેનું કામ થવું મુશ્કેલ છે. ૫ મેં તેઓને દાખલા શીખવાને ઘણુંએ કહ્યું.

### અભ્યાસ પાઠ ૪૭.

**નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ કૃદન્ત નામથી ભરો.**

૧ આવો કાગળ તમારે ... ન જોઇએ. ૨ તેઓનું ... સત્ય છે. ૩ મેં તમને ત્યાં ... કહ્યું નથી. ૪ તમે ખોટા છો એમ તો મારૂં ... છેજ નહિ. ૫ મારૂં ... તેઓએ માન્યું નહિ.

---

## પાઠ ૧૪ મો.

### કૃદન્તના પ્રકાર.

---

#### ( ૨ ) કૃદન્ત વિશેષણ.

**નીચેનાં વાક્યોમાંથી એવાં કૃદન્ત બતાવો કે જેઓ વિશેષણ તરીકે વપરાતાં હોય.**

૧ ગયેલો વખત પાછો આવતો નથી. ૨ તમે ફરવાનો વખત સાંજનો રાખો. ૩ ગરમ કરેલું દૂધ ફાયદાકારક છે.

૪ હવે તેણે બોલવાનું બંધ કર્યું. ૫ પેલો છોકરો ચાલતો ચાલતો ત્યાં ગયો હતો.

**વ્યાખ્યા**—વાકયમાં જે **કૃદન્તો વિશેષણ તરીકે વપરાય છે તેને કૃદન્ત વિશેષણ કહે છે.**

**સૂચના—કૃદન્ત વિશેષણના શબ્દો વાકયમાં વિશેષણ તરીકે વપરાય છે** અને ઘણું કરીને તેઓને છેડે '**એલો, એલી, એલું, એલ; તો, તી, તું; વાનો, વાની, વાનું; યો, યી, યું.**' વગેરે આવે છે. જેમ, ગયેલો વખત પાછો આવતો નથી. એમાં '**ગયેલો**' **કૃદન્ત, વિશેષણ તરીકે વપરાએલું** છે અને તેને છેડે '**એલો**' છે, પેલો છોકરો ચાલતો ચાલતો ત્યાં ગયો હતો. એમાં '**ચાલતો ચાલતો**' **કૃદન્ત, વિશેષણ તરીકે વપરાએલું** છે અને તેને છેડે '**તો**' છે, તમે ફરવાનો વખત સાંજનો રાખો. એમાં '**ફરવાનો**' **કૃદન્ત, વિશેષણ તરીકે વપરાએલું** છે અને તેને છેડે '**વાનો**' છે. ગયો વખત પાછો આવતો નથી. એમાં 'ગયો' **કૃદન્ત વિશેષણ તરીકે વપરાએલું** છે અને તેને છેડે '**યો**' છે.

## અભ્યાસ પાઠ ૪૮.

નીચેનાં વાકયોમાંથી **કૃદન્ત વિશેષણો** દેખાડો.

૧ ગયેલી વાતનો પસ્તાવો કરવો ફોકટ છે. ૨ ગાજયા મેહ વરસે નહિ. ૩ લખવાનું કામ ઘણું છે પણ વખત થોડો છે. ૪ તે છોકરો ચાલતો ચાલતો કવિતા ગોખે છે. ૫ ગઇ કાલે આવેલો છોકરો આજે કયાં છે ?

### અભ્યાસ પાઠ ૪૯.

**નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ કૃદન્ત વિશેષણથી ભરો.**

૧ ... વખત પાછો આવતો નથી. ૨ તેઓને કામ ... થોડું હોય છે. ૩ તેને ... કામ ઘણું છે. ૪ આ છોકરો ... ઘેર પાછો આવ્યો. ૫ મગનલાલ ત્યાં ઝાઝો વખત ... હોય તેમ લાગતું નથી.

---

## પાઠ ૧૫ મો.

### કૃદન્તના પ્રકાર.

---

### (૩) કૃદન્ત અવ્યય.

**નીચેનાં વાક્યોમાંથી એવાં કૃદન્તો બતાવો કે જેઓ અવ્યય તરીકે વપરાતાં હોય.**

૧ તમારૂં નામ તમે ત્યાં જઇને લખાવો. ૨ તે છોકરો ખાઇને આવ્યો છે. ૩ તમે મારે ઘેર ગણિત લઇને આવજો. ૪ તમે ત્યાં રહીને શું કર્યું ? ૫ હું તેને કહી કહીને થાક્યો.

**વ્યાખ્યા**—વાક્યમાં જે કૃદન્તો અવ્યય તરીકે વપરાય છે તેને કૃદન્ત અવ્યય કહે છે.

**સૂચના**—કૃદન્ત અવ્યયના શબ્દો વાક્યમાં અવ્યય તરીકે વપરાય છે અને તેઓને છેડે 'ઇ' અથવા 'ઇને' હોય છે જેમ—તમારૂં નામ તમે ત્યાં જઇને લખાવો,

એમાં 'જઇને' કૃદન્ત, અવ્યય તરીકે વપરાએલું છે. અને તેને છેડે 'ઇને' છે. તે છોકરો ખાઇને આવ્યો છે, એમાં 'ખાઇને' કૃદન્ત, અવ્યય તરીકે વપરાએલું છે અને તેને છેડે 'ઇને' છે. તમે મારે ઘેર ગણિત લઇને આવજો. એમાં 'લઇને' કૃદન્ત, અવ્યય તરીકે વપરાએલું છે અને તેને છેડે 'ઇને' છે.

## અભ્યાસ પાઠ ૫૦.

**નીચેનાં વાક્યોમાંથી કૃદન્ત અવ્યય દેખાડો.**

૧ મોહનલાલે અહીં આવીને શું કર્યું? ૨ જયાનંદ રોજ જમીને આવે છે. ૩ તમે દાખલા ગણીને ક્યાં ગયા હતા? ૪ તે ચાકરે આવીને તમને શું કહ્યું? ૫ પેલો ધોબી કપડાં લઇને આવે છે.

## અભ્યાસ પાઠ ૫૧.

**નીચેનાં વાક્યોમાંની ખાલી જગાઓ કૃદન્ત અવ્યયથી ભરો.**

૧ તમે ત્યાં ... શું કર્યું? ૨ જયાનંદ ભૂખ્યો નથી, તે દરરોજ ... નિશાળે આવે છે. ૩ તમે ત્યાં ... તમારૂં નામ લખાવો. ૪ તે ચાકરે તમારી પાસે ... તમને શું કહ્યું? ૫ તમે ઘેરથી કવિતા ... આવ્યા છો?

---

**☞ અહીંથી જે પાઠો આપ્યા છે–તે અભ્યાસી માટે નથી, પણ સાધારણ જ્ઞાન માટે છે.**

---

## પાઠ ૧૬ મો.

---

### પદચ્છેદ કરતી વખતે યાદ રાખવા જોગ પાઠો.

### અભ્યાસ પાઠ પર.

---

### નામ.

૧ જ્યારે ઘણાં નામ સાથે આવે છે અને તેઓને સરખીજ રીતે કોઇ વિભક્તિ તથા શબ્દયોગી અવ્યય લાગુ પડે છે, ત્યારે છેલ્લા નામની સાથે તે વિભક્તિ તથા શબ્દયોગી અવ્યય જોડવાથી તે નામોના અર્થમાં કાંઈ ફેર પડતો નથી. જેમ:—

ચોર, ઠગારા અને લુચ્ચાઓની સાથે ફરવું નહિ.

ભલા, ડાહ્યા અને વિદ્વાનની પાસે રહેવાથી ફાયદો થાય છે.

ઉપરના પહેલા વાકયમાં 'ની' છઠ્ઠી વિભક્તિ અને 'સાથે' શબ્દયોગી અવ્યય, તેમજ બીજા વાકયમાં 'ની' છઠ્ઠી વિભક્તિ અને 'પાસે' શબ્દયોગી અવ્યયનો સંબંધ તે વાકયોમાંના દરેક નામની સાથે રહેલો છે, છતાં તે છેલ્લા નામની સાથે જોડ્યાથી અર્થમાં ફેર પડતો નથી અને વાકય સારૂ લાગે છે.

## અભ્યાસ પાઠ ૫૩.

## સર્વનામ.

૧ આ, એ, પેલો, ઓલ્યો, ફલાણો શું, કયો, જે, વગેરે શબ્દોને કેટલાક વ્યાકરણ કર્તાઓએ **સર્વનામમાં** ગણેલા-છે, પણ કેટલાક વ્યાકરણ કર્તાનો મત એવો છે, કે જો તેઓ એકલા આવે તો તેઓને સર્વનામમાં ગણવા અને **તેઓની પાછળ કોઇ નામ આવે તો તેઓને વિશેષણમાં ગણવા.** જેમ— આ જાય છે–તેમાં 'આ' સર્વનામ છે અને આ માણસ જાય છે તેમાં 'આ' વિશેષણ છે.

## અભ્યાસ પાઠ ૫૪.

## વિશેષણ.

૧ એકથી વધારે નામ (વિશેષ્ય) જુદી જુદી જાતિનાં હોય તો તેમનાં વિશેષણ ઘણુંકરીને નાન્યતરજાતિ ને બહુવચનમાં આવે છે. જેમ—તેમનો ઘોડો ને ગાડી સારાં છે. પાંદડાં, પવન ને પાણી સસ્તાં છે. આમાં '**સારાં**' અને '**સસ્તાં**' વિશેષણો નાન્યતરજાતિ ને બહુવચનમાં છે.

૨ માન આપવામાં એકવચનને બદલે બહુવચન વાપરવાની રીત છે. વિશેષ્ય નારીજાતિમાં હોય ત્યારે તેનું વિશેષણ નાન્યતરજાતિમાં મૂકાય છે.

જેમ—મારા મહેતાજી ભલા છે, આમાં વિશેષ્ય '**મહેતાજી**' એકવચનમાં છે, છતાં તેનું વિશેષણ '**ભલા**' **બહુવચનમાં છે.** મારી કાકી સાજાં છે. આમાં વિશેષ્ય '**કાકી**' નારીજાતિના એકવચનમાં છે, છતાં તેનું વિશેષણ '**સાજાં**' **નાન્યતર-જાતિના બહુવચનમાં છે.**

## અભ્યાસ પાઠ ૫૫.

### ક્રિયાપદ.

૧ ક્રિયાનાથ જુદી જુદી જાતિનાં હોય, ત્યારે તેમનું ક્રિયાપદ ઘણુંખરૂં નાન્યતરજાતિના બહુવચનમાં આવે-છે, અને કેટલીક વખત તે ક્રિયાપદની પહેલાં 'એ સર્વે' કે 'એ બધાં' એવા શબ્દો મૂકાય છે. જેમ—મારા બાપ, મા, કાકા, કાકી એ બધાં ગઈ કાલે આવ્યાં; અથવા તો એ સર્વે ગઈ કાલે આવ્યાં.

૨ ક્રિયાનાથ એકવચનમાં હોય છતાં માન આપવા સારૂ ક્રિયાપદને બહુવચનમાં મૂકવું પડે છે. જેમ—મારા બાપા આવ્યા. ક્રિયાનાથ નારીજાતિમાં હોય તો ક્રિયાપદ નાન્યતરજાતિના બહુવચનમાં આવે છે. જેમ—મારી કાકી ભલાં છે.

કેટલેક ઠેકાણે બે ક્રિયાપદો સાથે વપરાય છે; અને બેનો છુટો છુટો અર્થ તેમાં આવતો નથી, પણ જુદો જુદો અર્થ આવે છે. આવાં ક્રિયાપદોને સંયુક્ત (જોડાએલાં) ક્રિયાપદો કહેવાય છે. જેમ—ફેંકીદે, નમીપડ, બેસીજા. પૂછીલે, વગેરે સંયુક્ત ક્રિયાપદો છે.

કેટલેક ઠેકાણે મૂળ ક્રિયાપદને કાળમાં મદદગાર તરીકે જે બીજું ક્રિયાપદ વપરાય છે, તેને સાહાય્યકારક (સાહાય્ય=મદદ, કારક=કરનાર) ક્રિયાપદ કહેવાય છે. જેમ—'વાંચેલો હતો, કરતો હોઉં, ખાવું હતું, કરેલું છે,' વગેરે. ક્રિયાપદોમાં વાંચેલો કરતો, ખાવું, કરેલું. એ મુખ્ય ક્રિયાપદો છે. અને હતો, હોઉં, હતું, છે. એ સાહાય્યકારક ક્રિયાપદો છે.

## અભ્યાસ પાઠ ૫૬.

### અવ્યય.

૧ **અવ્યયના ઉપર કેટલીક વખત વિભક્તિના પ્રત્યયો લાગેલા હોય છે,** પણ તે પ્રત્યયો શબ્દોના બીજા વર્ગોની સાથે લાગીને જેવા પોતાના સ્પષ્ટ અર્થ બતાવે, તેવા અવ્યયને લાગીને બતાવતા નથી; **માટે વિભક્તિના પ્રત્યય સાથેના આખા શબ્દને અવ્યયમાં ગણવા હરકત નથી.** જેમ—ત્યાંથી તેઓ આવશે. એમાં '**ત્યાં**' અવ્યય ને 'થી' પ્રત્યય લાગેલો છે, તોપણ 'થી' પ્રત્યય સાથે '**ત્યાંથી**' ને **અવ્યય ગણવા હરકત નથી.**

---

## પાઠ ૧૭ મો.

### પદચ્છેદના નમુના.

---

**૧ પરમેશ્વરે દુનિયા સરજી.**

પરમેશ્વરે—વિશેષ નામ, નરજાતિ ત્રીજીનું એકવચન.

દુનિયા—વિશેષ નામ, નારીજાતિ પહેલીનું એકવચન. (કર્મ અર્થે બીજી વિભક્તિ પણ થાય છે.)

સરજી—સકર્મક ક્રિયાપદ, સરજ ધાતુ, મૂળભેદ, ભૂતકાળ, ત્રીજો પુરૂષ, નારીજાતિ, એકવચન, પરમેશ્વરે કર્તા, દુનિયા કર્મ, સકર્મક કર્મણિપ્રયોગ.

**૨ ભલમનસાઇ, ડહાપણ, સખાવત અને સ્વતંત્રતા એ કેવા લાભકારી સદ્દગુણો છે!**

ભલમનસાઇ, ડહાપણ, શખાવત, સ્વતંત્રતા—એ અનુક્રમે ભલો, ડાહ્યો, સખી, સ્વતંત્ર એ વિશેષણો ઉપરથી થયેલાં ગુણ કે ખાસિ-

એતનાં નામ છે, માટે ભાવવાચક નામ, નારીજાતિ. પહેલીનું એકવચન ( ફક્ત ડહુાપણુ નાન્યતરજાતિ છે. )

અને—ઉભયાન્વયી અવ્યય.

એ—દર્શક સર્વનામ, નરજાતિ, પહેલીનું બહુવચન.

કેવા—વિકારી વિશેષણુ, (એનું વિશેષ્ય લાભકારી સદ્‌ગુણો છે.)

લાભકારી—અવિકારી વિશેષણ. એનો વિશેષ્ય સદ્‌ગુણો છે.

સદ્‌ગુણો—ભાવવાચક નામ, નરજાતિ, પહેલીનું બહુવચન.

છે—અકર્મક ક્રિયાપદ, છ ધાતુ, મૂળભેદ, વર્તમાનકાળ, ત્રીજો પુરૂષ, નરજાતિ, બહુવચન, કર્તા સદ્‌ગુણો. કર્તરિપ્રયોગ.

**( ૩ ) હવે જણાશે કેવી મઝા પડવાની તે !**

હવે—વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

જણાશે—અકર્મક ક્રિયાપદ, જાણુ ધાતુ, શકયભેદ, ભવિષ્યકાળ, ત્રીજો પુરૂષ, નારીજાતિ, એકવચન. મઝા કર્તા, અકર્મક કર્તરિપ્રયોગ.

કેવી—વિકારી વિશેષણ. ( વિશેષ્ય મઝા છે. )

મઝા—ભાવવાચક નામ, નારીજાતિ, પહેલીનું એકવચન.

પડવાની—કૃદન્ત વિશેષણ. ( ભવિષ્ય કૃદન્ત. )

તે—ત્રીજો પુરૂષ સર્વનામ, નારીજાતિ, પહેલીનું એકવચન.

**(૪) જે કોઇ આપણા રાજાનો દ્વેષ કરે અને રાજ્યનું બુરૂં ઇચ્છે તેનાથી દૂર રહેવું.** ( સાતમી ચોપડી. )

જે કોઇ—અનિશ્ચિત સર્વનામ, સામાન્યજાતિ, પહેલીનું એકવચન.

આપણા—પહેલો પુરૂષ સર્વનામ, સામાન્યજાતિ, છઠ્ઠીનું બહુવચન.

રાજાનો—સામાન્ય નામ, નરજાતિ, છઠ્ઠીનું એકવચન.

દ્વેષ—ભાવવાચક નામ, નરજાતિ, પહેલીનું એકવચન. ( કર્મ અર્થે બીજી વિભક્તિ પણ થાય. )

કરે—સકર્મક ક્રિયાપદ, કર ધાતુ, મૂળભેદ, અનિયમિત વર્તમાન-કાળ, ત્રીજો પુરૂષ, સામાન્યજાતિ. એકવચન, જે કોઇ કર્તા, દ્વેષ, કર્મ, સકર્મક કર્તરિપ્રયોગ.

અને—ઉભયાન્વયી અવ્યય.

રાજ્યનું—સામાન્ય નામ, નાન્યતરજાતિ, છઠ્ઠીનું એકવચન.

બુરૂં—ક્રિયાવિશેષણ. ( ઇચ્છે ક્રિયાપદનો ગુણ બતાવે છે. )

ઇચ્છે—સકર્મક ક્રિયાપદ, ઇચ્છ ધાતુ, મૂળભેદ, અનિયમિત વર્તમાનકાળ, ત્રીજો પુ. સામાન્યજાતિ, એકવચન, જે કોઇ કર્તા, બુરૂં કર્મ, સકર્મક કર્તરિપ્રયોગ.

તેનાથી—ત્રીજો પુ. સર્વ., સામાન્યજાતિ, છઠ્ઠી સાથે પાંચમીનું એકવચન.

દૂર—ઠેકાણું બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

રહેવું—અકર્મક ક્રિયા. રહે ધાતુ, મૂળભેદ, વિધિવર્ત.કાળ, પહેલો પુ. સામાન્ય જાતિ. બહુવચન. આપણે કર્તા, અકર્મક કર્તરિપ્રયોગ.

**( ૫ ) "ફરીથી કરો" આ બોલ હંમેશાં યાદ રાખવા જોગ છે.**

ફરીથી—વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

કરો—સ. ક્રિયાપદ, કર ધાતુ, મૂળભેદ, અનિ. વર્ત. કાળ, બીજોપુરૂષ, સામાન્યજાતિ, બહુવચન. (કર્તા—તમે, કર્મ—કામ. એ બેઉ અધ્યાહાર છે. ) કર્તરિપ્રયોગ.

આ—દર્શક સર્વનામ, નરજાતિ, પહેલીનું એકવચન. ( વિશેષણ તરીકે પણ વપરાય છે. વિશેષ્ય બોલ છે. )

બોલ—સામાન્ય નામ, નરજાતિ, ૧લીનું એકવચન.

હંમેશાં—વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

યાદ—ભાવવાચક નામ, નાન્યતરજાતિ, ૧લીનું એકવચન.

રાખવા—કૃદન્ત નામ.

જોગ—શબ્દયોગી અવ્યય.

છે—અકર્મક ક્રિયાપદ, છ ધાતુ, મૂળભેદ, વર્ત. કાળ, ત્રીજો પુ. નરજાતિ, ૧ વચન, બોલ કર્તા, કર્તરિપ્રયોગ.

**( ૬ ) સત્ય અને પ્રમાણિકપણા ઉપર પૂર્ણ ભાવથી ભક્તિ રાખવી.** ( સાતમી ચોપડી. )

સત્ય, પ્રમાણિકપણા } ભાવવાચક નામ, નાન્યતરજાતિ, ૧લી અથવા ૬ઠ્ઠીનું એકવચન.

અને—ઉભયાન્વયી અવ્યય.

ઉપર—ઠેકાણું બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય. ( શબ્દયોગી અવ્ય પણ આ જગાએ થાય. )

પૂર્ણ—અવિકારી વિશેષણ. વિશેષ્ય ભાવ છે.

ભાવથી—ભાવવા. નામ, નરજાતિ, પાંચમીનું એકવચન.

ભક્તિ—ભાવવા. નામ, નારીજાતિ, ૧લીનું એકવચન. (કર્મ અર્થે બીજી વિભક્તિ પણ થાય. )

રાખવી—સકર્મક ક્રિયા., રાખ ધાતુ, મૂળભેદ, વિધિવર્ત. કાળ, ત્રીજો પુ. નારીજાતિ, એકવચન, કર્તા રાખનાર, કર્મ ભક્તિ, કર્મણિપ્રયોગ.

**(૭) ધર્મ ઉપર નીતનો આધાર છે.** (સાતમી ચોપડી.)

ધર્મ—સામાન્ય નામ. નરજાતિ, ૧લી કે ૬ઠ્ઠીનું એકવચન.

ઉપર—ઠેકાણું બતાવનાર ક્રિયાવિ. અવ્યય. ( આ જગાએ શબ્દયોગી અવ્યય પણ થાય. )

નીતિનો—ભાવવા. નામ, નારીજાતિ, છઠ્ઠીનું એકવચન.

આધાર—ભાવવા. નામ, નરજાતિ, ૧લીનું એકવચન.

છે—અકર્મક ક્રિયા. છ ધાતુ, મૂળભેદ, વર્ત.‧કાળ, ત્રીજો પુ. નરજાતિ, એકવચન, કર્તા આધાર, કર્તરિપ્રયોગ.

**(૮) જ્યારે આપણે એક આસ્થાથી એક ઇશ્વરને અને દેશનો ઉત્કર્ષ કરવાના એક સંકલ્પને ભેવીશું ત્યારેજ આપણી સ્થિતિ પુરેપુરી સારી થશે.** (સાતમી ચોપડી.)

જ્યારે—વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

આપણે—પહેલોપુરૂષ સર્વનામ, સામાન્યજાતિ, પહેલી અથવા ત્રીજીનુ ,બહુવચન.

એક—સંખ્યાવાચક વિશેષણ ( વિશેષ્ય આસ્થા )

આસ્થાથી—ભાવવા. નામ, નારીજાતિ, પાંચમીનું એકવચન.

એક—સંખ્યાવાચક વિશેષણ. ( વિશેષ્ય ઇશ્વરને ).

ઇશ્વરને—વિશેષ નામ, નરજાતિ, બીજીનું એકવચન. ( સંજ્ઞા વાચક નામ છે.)

અને—ઉભયાન્વયી અવ્યય.

દેશનો—સામાન્યનામ, નરજાતિ, છઠ્ઠીનું એકવચન.

ઉત્કર્ષ—ભાવવા. નામ, નરજાતિ, પહેલીનું એકવચન.

કરવાના—કૃદન્ત વિશેષણ.

એક—સંખ્યા વા. વિશેષણ. ( વિશેષ્ય સંકલ્પને. )

સંકલ્પને—ભાવવા. નામ, નરજાતિ, બીજીનું એકવચન.

સેવીશું—સકર્મક ક્રિયા. સેવ ધાતુ, મૂળભેદ, ભવિષ્યકાળ, પહેલો પુ. સામાન્યજાતિ, બહુવચન, કર્તા-આપણે, કર્મ-સંકલ્પને, કર્તરિપ્રયોગ.

ત્યારે—વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

જ—નક્કી બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

આપણી—પહેલો પુ. સર્વનામ, સામાન્યજાતિ, છઠ્ઠીનું બહુવચન.

સ્થિતિ—ભાવવા. નામ, નારીજાતિ, પહેલીનું એકવચન.

પુરેપુરી—વિકારી વિશેષણ. ( વિશેષ્ય સારી. )

સારી—વિકારી વિશેષણ. ( વિશેષ્ય સ્થિતિ. )

થશે—અકર્મક ક્રિયાપદ, થા ધાતુ, મૂળભેદ, ભવિષ્યકાળ, ત્રીજો પુ. નારીજાતિ, એકવચન, કર્તા સ્થિતિ, કર્તરિપ્રયોગ.



# વધારો.



## પાઠ ૧ લો.

### વાકય પૃથક્કરણ.

---

વાકયમાંથી તેના ભાગ જુદા પાડી તેમનો એક બીજા સાથેનો સંબંધ દેખાડવો તેને **વાકય પૃથક્કરણ** કહે છે.

વાકયમાં કર્તા અને ક્રિયાપદ એ બે મુખ્ય ભાગ હોય છે. તેમાં કર્તાને **ઉદ્દેશ્ય** અને ક્રિયાપદને **વિધેય** કહે છે. જેમ—રામ દોડે છે. એમાં 'રામ' ઉદ્દેશ્ય છે અને 'દોડે છે' વિધેય છે. કેટલાંક વાકયોમાં આ બે મુખ્ય ભાગ ઉપરાંત ક્રિયાપૂરક પણ હોય છે. જેમ:—

છોકરો ચોપડી વાંચે છે. એમાં ચોપડી કર્મ છે. કર્મને પૂરક કહે છે. વાકયના ઉદ્દેશ્ય, વિધેય અને પૂરક એ ત્રણમાંથી એક, બે, કે બધાના વધારા સાથે વધારે ભાગો પણ થઇ શકે છે. જેમ:—

પેલો મગન હંમેશાં ચોકખાં કપડાં પહેરે છે. આમાં ઉદ્દેશ્યનો વધારો, વિધેયનો વધારો, પૂરકનો વધારો, ઉદ્દેશ્ય પૂરક અને છેલ્લે વિધેય છે. (નીચેનો કોઠો જુઓ.) વાકયનું પૃથક્કરણ કરવામાં બે મુખ્ય ભાગ, અને તેના વધારા સાથે વધારેમાં વધારે બધા મળીને નીચે પ્રમાણે પાંચ ભાગ થઇ શકે છે. ઉદ્દેશ્ય પક્ષમાં ઉદ્દેશ્ય અને ઉદ્દેશ્યનો વધારો એવા બે ભાગ છે. વિધેય પક્ષમાં વિધેય અને

વિધેયનો વધારો એવા બે ભાગ છે; તેમાં વિધેયના ક્રિયા અને ક્રિયાપૂરક એવા બે પેટા ભાગ છે.

## વાક્ય પૃથક્કરણનો કોઠો.

| | વાક્ય. | ઉદ્દેશ્ય પક્ષ. | | વિધેય પક્ષ. | | |
|---|---|---|---|---|---|---|
| | | | | વિધેય | | |
| | | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યનો વધારો. | ક્રિયા | ક્રિયા પુરક. | વિધેયનો વધારો. |
| ૧ | પેલો મગન હંમેશાં ચોકખાં કપડાં પહેરે છે. | મગન. | પેલો. | પહેરે છે. | ચોકખાં કપડાં. | હંમેશાં. |
| ૨ | તે છોકરો દરરોજ નિશાળે જાય છે. | છોકરો. | તે. | જાય છે. | ... | દરરોજ- નિશાળે. |
| ૩ | ગથેલો વખત પાછો આવતો નથી. | વખત. | ગયેલો. | આવતો નથી. | ... | પાછો. |
| ૪ | પરમેશ્વરે આપણે કાજે પુષ્કળ પદાર્થો ઉત્પન્ન કર્યા છે. | પરમેશ્વરે. | ... | કર્યા છે. | પુષ્કળ પદાર્થો | આપણે કાજે- ઉત્પન્ન. |
| ૫ | વનમાં મેહતાને શુદ્ધ ભક્તિની પ્રાપ્તિ થઇ. | પ્રાપ્તિ. | શુદ્ધ ભક્તિની. | થઇ. | ... | વનમાં- મહેતાને. |

## પાઠ ૨ જો.

### સ્વર વિચાર.

---

સ્વરના મુખ્ય ત્રણ ભાગ છે. (૧) હ્રસ્વ, (૨) દીર્ઘ, અને (૩) પ્લુત.

જે સ્વરો બોલવામાં ટુંકા બોલાય છે તેને **હ્રસ્વસ્વર** કહે છે. જેમ—અ, ઇ, ઉ.

જે સ્વરોને બોલવામાં લંબાવવા પડે છે તે સ્વરોને **દીર્ઘસ્વર** કહે છે, જેમ—આ ઈ, ઊ.

જે સ્વરો બોલવામાં દીર્ઘસ્વર કરતાં પણ લાંબા બોલાય છે તે સ્વરોને **પ્લુતસ્વર** કહે છે. આ જાતના સ્વરોમાં કોઇ માણસને બોલાવતાં તેના નામના છેલ્લા **અક્ષરને** લંબાવતાં છેડેનો સ્વર લંબાય છે.

સ્વરોમાંના એ, ઐ, ઓ, અને ઔ ને **સંધિસ્વર** કહે છે. કારણકે તે સ્વરો બંબે સ્વરો મળીને થયેલા છે. જેમ- અ+ઇ=એ, અ+ઉ=ઓ, અ+એ=ઐ, અને અ+ઓ=ઔ થાય છે.

---

## પાઠ ૩ જો.

### વ્યંજન વિચાર.

---

ક્ થી મ્ સુધીનાં પચીસ વ્યંજનોના પાંચ વર્ગ નીચે પ્રમાણે પાડેલા છે તેમાંનાં દરેક વ્યંજનને **વર્ગીય વ્યંજન** કહે છે, અને તે સિવાયનાં બાકીનાં વ્યંજનોને **અવર્ગીય વ્યંજનો** કહે છે.

| વર્ગનો નંબર. | વર્ગનું નામ. | વર્ગીય વ્યંજનો. | અવર્ગીય વ્યંજનો. (પાંચ વર્ગ બહારનાં.) | ઉચ્ચાર કયાંથી થાય છે તે સ્થાનનું નામ. |
|---|---|---|---|---|
| ૧ | ક્ વર્ગ. | ક્, ખ્, ગ્, ઘ્, ઙ્. | હ્. | કંઠસ્થાન. |
| ૨ | ચ્ વર્ગ. | ચ્, છ્, જ્, ઝ્, ઞ્. | ય્, શ્. | તાલુસ્થાન. |
| ૩ | ટ્ વર્ગ. | ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્. | ર્, ષ્. | મુર્ધાસ્થાન. |
| ૪ | ત્ વર્ગ. | ત્, થ્, દ્, ધ્, ન્, | લ્, } વ્. | દંતસ્થાન. |
| ૫ | પ્ વર્ગ. | પ્, ફ્, બ્, ભ્, મ્ | | ઓષ્ઠસ્થાન. |

ક્થીમ્ સુધીનાં વર્ગીય વ્યંજનોમાંનાં દરેક વ્યંજનને સ્પર્શ વ્યંજન પણ કહેવાય છે.

ય્, લ્ તથા વ્ ને **અનુનાસિક** વ્યંજનો અને શ્; ષ્, સ્, તથા હ્ ને **ઊષ્મ વ્યંજનો** કહે છે.

ઉપર જે વ્યંજનના પાંચ વર્ગ આપેલા છે તેમાંના દરેક વર્ગમાંનાં પહેલાં બે વ્યંજનો, શ્, ષ્, સ્, અને વિસર્ગને **અઘોષ** વ્યંજનો કહે છે. અને દરેક વર્ગમાંના ત્રીજા, ચોથા, અને પાંચમા વ્યંજનો ય્, ર્, લ્, વ્ તથા હ્ ને **ઘોષ** વ્યંજનો કહે છે.

દરેક વર્ગના પહેલા, ત્રીજા, અને પાંચમા વ્યંજનો તથા ય્, ર્, લ્, અને વ્ ને **અલ્પપ્રાણ** કહે છે અને બાકીનાં વ્યંજનોને **મહાપ્રાણ** કહે છે.

---

# પાઠ ૪ થો.

## સંધિ.

કોઇ પણ શબ્દમાં સ્વરનું સ્વર સાથે, વ્યંજનનું સ્વર કે વ્યંજન સાથે, અને વિસર્ગનું સ્વર કે વ્યંજનની સાથે મળી જવું થાય છે તેને **સંધિ** કહે છે. સંધિ ત્રણ જાતની છે; (૧) **સ્વરસંધિ**, (૨) **વ્યંજનસંધિ**, અને (૩) **વિસર્ગસંધિ.**

### (૧) સ્વરસંધિ.

**સ્વરસંધિ—સ્વરમાં સ્વર મળવાથી થાય છે.**

૧ **અ** માં **અ** કે **આ**; અને **આ** માં **અ** કે **આ** મળવાથી **અ** અને **આ** ને બદલે તેમનું દીર્ઘરૂપ **આ** થાય છે. જેમ :—

પરમ+અર્થ=પરમાર્થ. એમાં **અ** માં **અ** મળવાથી **આ** થયો છે.

જલ+આશય=જલાશય. એમાં **અ** માં **આ** મળવાથી **આ** થયો છે.

મિથ્યા+અભિમાન=મિથ્યાભિમાન. એમાં **આ** માં **અ** મળવાથી **આ** થયો છે.

વિદ્યા+આલય=વિદ્યાલય. એમાં **આ** માં **આ** મળવાથી **આ** થયો છે.

૨ હ્રસ્વ કે દીર્ઘ ઇ માં હ્રસ્વ કે દીર્ઘ ઈ મળવાથી દીર્ઘ ઈ થાય છે. જેમ :—

પરિ+ઇક્ષા=પરીક્ષા. એમાં ઇ માં ઈ મળવાથી ઈ દીર્ઘ થઇ છે.

૩ હ્રસ્વ કે દીર્ઘ ઉ માં ઉ મળવાથી દીર્ઘ ઊ થાય છે, જેમ :—

ભાનુ+ઉદય=ભાનૂદય. એમાં ઉ માં ઉ મળવાથી ઊ દીર્ઘ થયું છે.

૪ અ કે આ માં હ્રસ્વ કે દીર્ઘ ઈ મળવાથી એ થાય છે. જેમ :—

પરમ+ઇશ્વર=પરમેશ્વર. એમાં અ માં ઈ મળવાથી એ થયો છે.

મહા+ઇચ્છા=મહેચ્છા. એમાં આ માં ઈ મળવાથી એ થયો છે.

૫ અ કે આ માં હ્રસ્વ કે દીર્ઘ ઉ મળવાથી ઓ થાય છે. જેમ :—

પર+ઉપકાર=પરોપકાર. એમાં અ માં ઉ મળવાથી ઓ થયો છે.

ગંગા+ઉદક=ગંગોદક. એમાં આ માં ઉ મળવાથી ઓ થયો છે.

૬ અ માં એ કે ઐ મળવાથી ઐ થાય છે. જેમ :—

એક+એક=એકૈક. એમાં અ માં એ મળવાથી ઐ થયો છે.

૭ અ કે આ માં ઓ કે ઔ મળવાથી ઔ થાય છે. જેમ :—

વન+ઓષધિ=વનૌષધિ. એમાં અ માં ઓ મળવાથી ઔ થયો છે.

૮ ઈ માં અ મળવાથી ય થાય છે, અને ઇ માં ઉ મળવાથી યુ થાય છે. જેમ :—

પ્રતિ+અક્ષ=પ્રત્યક્ષ. એમાં ઇ માં અ મળવાથી ય થયો છે.

પ્રતિ+ઉત્તર=પ્રત્યુત્તર. એમાં ઇ માં ઉ મળવાથી યુ થયું છે.



# પાઠ ૫ મો.

## ( ૨ ) વ્યંજનસંધિ.

---

**વ્યંજનસંધિ**—વ્યંજનનું સ્વર કે વ્યંજન સાથે મળી જવું થયાથી થાય છે.

૧ કોઇ શબ્દને છેડે મ્ પછી પાંચ વર્ગમાંનો કોઇપણ વ્યંજન આવે તો મ્ નો **અનુસ્વાર** થાય છે. જેમઃ—
સમ્+પત્તિ=સંપત્તિ. એમાં મ્ પછી પ વર્ગીય વ્યંજન આવવાથી મ્ નો અનુસ્વાર થયો છે.

૨ શબ્દને છેડે ચ્, જ્ અથવા શ્ આવે તો તેનો ક્ થાય છે, અને છેડે ષ્ આવે તો તેનો ટ્ થઇ પછી ડ્ થાય છે. જેમઃ-
વાચ્+પતિ=વાક્પતિ. એમાં શબ્દને છેડે ચ્ આવવાથી તેનો ક્ થયો છે.
દિશ્+પાલ=દિક્પાલ. એમાં શબ્દને છેડે શ્ આવવાથી તેનો ક્ થયો છે.
ષષ્+રિપુ=ષટ્રિપુ અથવા ષડ્રિપુ. એમાં શબ્દને છેડે ષ્ આવવાથી તેનો ટ્ થઇ પછી ડ્ થયો છે.

૩ અનુનાસિક વગરનાં કોઇ વ્યંજનની પછી કોઇ સ્વર કે ઘોષ વ્યંજન આવે છે, ત્યારે પહેલા વ્યંજનને બદલે તેના વર્ગનું ત્રીજું વ્યંજન થાય છે. જેમ :—
સત્+આચાર=સદાચાર. એમાં ત્ વ્યંજનની પછી આ, સ્વર આવવાથી ત્ નો દ્ થયો છે.
જગત્+ગુરૂ=જગદ્ગુરૂ. એમાં ત્ વ્યંજનની પછી ગ્ ઘોષ વ્યંજન આવવાથી ત્ નો દ્ થયો છે.

૪. અનુનાસિક વગરના કોઇ સ્પર્શ વ્યંજનની પછી અઘોષ વ્યંજન આવે છે, ત્યારે તે સ્પર્શ વ્યંજનની જગાએ તેનાજ વર્ગનું પહેલું વ્યંજન થાય છે. જેમ :—

ઉદ્+પાત્=ઉત્પાત્. એમાં દ્ ની પછી પ્ આવવાથી દ્ નો ત્ થયો છે.

૫. કોઇ સ્પર્શ વ્યંજનની પછી અનુનાસિક વ્યંજન આવે-છે, ત્યારે તે વ્યંજનને ઠેકાણે તે વર્ગનું અનુનાસિક વ્યંજન કરવું હોય તો તે થાય છે. જેમ :—

દિશ્+મૂઢ=દિગ્મૂઢ. એમાં શ્ ની પછી મ્ આવવાથી શ્ નો ગ્ થયો છે.

૬. શબ્દને છેડે મ્ પછી પાંચ વર્ગ સિવાયનું કોઇ પણ વ્યંજન આવે છે, ત્યારે મ્ ને ઠેકાણે અનુસ્વાર થાય છે. જેમ :—

સમ્+રક્ષણ=સંરક્ષણ. એમાં મ્ ની પછી ર્ આવવાથી મ્ નો અનુસ્વાર થયો છે.

૭. ત્ વર્ગના કોઇ વ્યંજનની પછી લ્ આવે છે ત્યારે તે વ્યંજનની જગાએ લ્ થાય છે. જેમ :—

તદ્ + લીન્=તલ્લીન્. એમાં દ્ ની પછી લ્ આવવાથી દ્ નો લ્ થયો છે.

૮. અનુનાસિક વગરના કોઇ સ્પર્શ વ્યંજનની પછી શ્ આવે છે, ત્યારે શ્ નો છ્ થાય છે. જેમ :—

અધ + શેર=અચ્છેર. એમાં ધ્ ની પછી શ્ આવવાથી ધ્ નો ચ્ અને શ્ નો છ્ થયો છે.

૯. સ્ ની પહેલાં અ અથવા આ સિવાયનો કોઇ સ્વર આવે-
છે, ત્યારે ઘણુંકરીને સ્ નો ષ્ થાય છે. જેમ :—
વિ+સમ્=વિષમ. એમાં ઇ સ્વર પછી સ્ આવવાથી તેનો
ષ્ થયો છે.

૧૦. સ્ કે ર્ ની પછી અઘોષ વ્યંજન આવે છે ત્યારે તેનો
વિસર્ગ થઇ જાય છે. જેમ :—
અંતર્+કરણ=અંતઃકરણ. એમાં ર્ પછી ક્ આવવાથી
ર્ નો વિસર્ગ થયો છે.

૧૧. છ્ વ્યંજનની પહેલાં હ્રસ્વ સ્વર આવે છે, ત્યારે છ્ નો
ચ્છ્ થાય છે. જેમ :—
શિર+છત્ર=શિરછત્ર અથવા શિરચ્છત્ર. એમાં છ્ ની
પહેલાં ર ને છેડે અ સ્વર હોવાથી છ્ નો ચ્છ્ થયો છે.

---

## પાઠ ૬ ઠ્ઠો.

### (૩) વિસર્ગસંધિ.

**વિસર્ગસંધિ**—વિસર્ગનું સ્વર કે વ્યંજનની સાથે
મળી જવું થયાથી થાય છે.

૧. સ્ કે વિસર્ગની પહેલાં અ આવેલો હોય છે અને
તેની પછી ઘોષ વ્યંજન આવે છે ત્યારે સ્ કે વિસ-
ર્ગનો ઉ થાય છે, અને તે પહેલાંના અ સાથે મળી
જાય છે, ત્યારે બે સ્વરને બદલે ઓ થાય છે. જેમ :—
મનસ+ભાવ=મનોભાવ. એમાં સ્ ની પછી ભ્ ઘોષ
વ્યંજન આવેલો છે તેથી સ્ નું ઉ થયું તે, પહેલાંના

શબ્દને છેડે રહેલા અ માં મળી જવાથી ઉ નો ઓ થયો છે.

૨. વિસર્ગની પહેલાં અ અથવા આ સિવાયનો કોઇ સ્વર આવે અને પછી તે સ્વર અથવા ઘોષ વ્યંજન આવે છે, ત્યારે વિસર્ગનો ર્ થાય છે. અને ર્ ની પછી પાછો ર્ આવે છે ત્યારે એક ર્ ઉડી જાય છે અને તેની પહેલાંનો સ્વર હોય તો તે દીર્ઘ થાય છે. જેમ:—
નિ:+અર્થ+ક=નિરર્થક. એમાં વિસર્ગની પહેલાં ઇ સ્વર આવવાથી વિસર્ગનો ર્ થયો છે.
નિર+રસ્=નીરસ. એમાં ર્ ની પછી ર્ આવવાથી ર્ ઉડી ગયો છે.

૩. સ્ કે વિસર્ગની પહેલાં ઈ કે ઉ સ્વર આવે છે ત્યારે તેનો ષ્ થાય છે. જેમ:—
દુસ્+કાળ=દુષ્કાળ. એમાં સ્ ની પહેલાં ઉ આવેલો હોવાથી સ્ નો ષ્ થયો છે.

૪. વિસર્ગની પછી ચ્ અથવા છ્ વ્યંજન આવે છે, ત્યારે વિસર્ગનો શ્ થાય છે. જેમ:—
નિ:+ચય=નિશ્ચય. એમાં વિસર્ગની પછી ચ્ વ્યંજન આવવાથી વિસર્ગનો શ્ થયો છે.

૫. વિસર્ગની પછી ત્ અથવા થ્ વ્યંજન આવે છે, ત્યારે વિસર્ગનો સ્ થાય છે. જેમ:—
નિ:+તેજ=નિસ્તેજ. એમાં વિસર્ગની પછી ત્ આવવાથી તેનો સ્ થયેલો છે.

---

# પાઠ ૭ મો.

## સમાસ.

---

**સમાસ**—બે કે વધારે શબ્દ એકઠા મળવાથી તેનો એક શબ્દ બનેલો હોય છે તેને **સમાસ** કહે છે.

સમાસની અંદરના પહેલા શબ્દને પૂર્વપદ, વચલા શબ્દને **મધ્યમપદ** અને છેલ્લા શબ્દને ઉત્તરપદ કહે છે. જેમ :—

પરદુઃખ ભંજન. એમાં 'પર' પૂર્વપદ, 'દુઃખ' મધ્યમપદ, અને 'ભંજન' ઉત્તરપદ છે. સમાસની અંદરના શબ્દોને છુટા કરી તેનો અર્થ બતાવવો તેને **વિગ્રહ** કહે છે. વિગ્રહ કરતાં બે શબ્દોની વચ્ચે 'અને' મૂકાય છે. જેમ :—

ગ્રંથ+કર્તા એમાં ગ્રંથ=પુસ્તક 'અને' કર્તા=કરનાર. પુસ્તકનો કરનાર કે બનાવનાર.

જુદી જુદી જાતના મુખ્ય સમાસો નિચે પ્રમાણે થાય છે.

**દ્વન્દ્વ, તત્પુરૂષ, કર્મધારય, દ્વિગુ, મધ્યમપદલોપી, અવ્યયીભાવ,** અને **બહુવ્રીહિ** વગેરે. આ સિવાય બીજા સમાસ છે પણ ગુજરાતી ભાષામાં તેનો ખપ જણાતો નથી.

**દ્વન્દ્વ સમાસ**—દ્વન્દ્વ એટલે જોડકું. જે સમાસમાં બે કે વધારે જોડાએલાં નામ સરખા દરજ્જાનાં હોય છે, અને તે એકજ વિભક્તિમાં હોય છે તેને **દ્વન્દ્વ** સમાસ કહે છે. જેમ :—

શાકભાજી, માબાપ, બાપદાદા, હાથપગ, પેટી પટારો, વરવહુ, અને શિવપાર્વતી વગેરે.

તત્પુરૂષ સમાસ—આ સંસ્કૃત શબ્દ છે. એનો અર્થ 'તેનો પુરૂષ' એવો થાય છે. આ સમાસના પૂર્વપદને ઉત્તરપદની સાથે પહેલી સિવાયની બીજી કોઇ વિભક્તિનો સંબંધ રહેલો છે. તેને **તત્પુરૂષ** સમાસ કહે છે. જેમ :—

રાજપુત્ર, લાડઘેલો, સ્વર્ગવાસ, પ્રાણપ્યારૂં, રત્નજડિત, ગ્રંથકર્તા, અને દીનાનાથ, વગેરે.

કર્મધારય સમાસ—જેનું પૂર્વપદ વિશેષણ હોય છે અને ઉત્તરપદ નામ હોય છે, તેને **કર્મધારય** સમાસ કહે છે. જેમ :—

મહાદેવ, મહારાજા, મહારાણી, મિથ્યાભિમાન, ભવ્યદ્વાર, પીતાંબર, અને સંભાવના, વગેરે.

દ્વિગુ સમાસ—એમાં દ્વિ એટલે બે. જેનું પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય છે તેને **દ્વિગુ** સમાસ કહે છે. જેમ :—

દ્વિગુણ, ત્રિલોક, ચતુર્વેદ, પંચવટી, ત્રિભુવન, નવરાત્ર, અને પંચરત્ન, વગેરે.

મધ્યમપદલોપી સમાસ—જે સમાસમાં મધ્યમપદનો લોપ થાય છે (જતો રહેલો હોય છે) તેને **મધ્યમપદલોપી** સમાસ કહે છે. જેમ:-

દૂધભાત, આગગાડી, કામધેનું, અને કલ્પવૃક્ષ, વગેરે.

અવ્યયી ભાવ સમાસ—જેનું પૂર્વપદ અવ્યય હોય છે, અને આખું પદ અવ્યય તરીકે વપરાયેલું હોય છે તેને **અવ્યયી ભાવ** સમાસ કહે છે. જેમ :—

પ્રતિમાસ, અનુપમ, યથાવિધિ, અને પ્રતિદિન, વગેરે.

બહુવ્રીહિ સમાસ—આખો સમાસ વિશેષણ રૂપે હોય તેને **બહુવ્રીહિ** સમાસ કહે છે. જેમ, હસમુખુ, ચતુરંગી, ચતુષ્કોણ, ચંદ્રમુખી અને અવિનાશી, વગેરે.

---

## પાઠ ૮ મો.

## વિરામ ચિહ્ન.

વાક્ય બોલતાં બોલતાં આપણા મનનો ભાવ બરાબર જણાવવા માટે આપણે કોઈ કોઈ ઠેકાણે જુદી જુદી રીતે (સાંભળનાર માણસ સહેલથી સમજી શકે તેવી રીતે) અટકીએ છીએ, તેને **વિરામ** (વિ+રમ્=થોભવું કે અટકવું.) કહે છે, અને લખાણમાં એવી અટકવાની જગાએ જે ચિહ્ન મૂકવામાં આવે છે તેને **વિરામ ચિહ્ન** કહે છે.

**વિરામ ચિહ્નો નીચે પ્રમાણે છે:—**

**૧. અલ્પવિરામ કે લઘુવિરામ (,); ૨. અર્ધવિરામ (;); ૩. પૂર્ણવિરામ (.); ૪. મહાવિરામ (:) (:-); ૫. પ્રશ્ન ચિહ્ન (?); ૬. ઉદ્ગાર ચિહ્ન કે આશ્ચર્ય ટાંપ (!); ૭. અવતરણ ચિહ્ન (" " કે ' '); ૮. વિગ્રહ કે લઘુરેખા (-); ૯. ગુરૂરેખા (—); ૧૦ કૌંસ ( ) { } [ ].**

લખાણમાં વિરામ ચિહ્નો જેમ બને તેમ ઓછાં મૂકવાં, યાદ રાખવું જોઇએ કે આ ચિહ્નો ભાવ સ્પષ્ટ બતાવવા માટે છે, પણ ગુંચવવા માટે નથી.

**વિરામ ચિહ્નો મૂકવાની સમજણ:—**

૧. અલ્પવિરામ—જે શબ્દો ઉભયાન્વયી અવ્યયથી જોડાતા હોય, તેવા શબ્દોમાં છેલ્લા સિવાયના બીજા બધા શબ્દોની પછી આ ચિહ્ન મૂકાય છે. જેમ:—

તે છોકરો, તેનો ભાઇ, અને તેની બેન દરરોજ સાંજે ફરવા જાય છે.

૨. અર્ધવિરામ—લઘુવિરામ કરતાં જરા વધારે વિરામની જરૂર જણાય છે, ત્યારે આ ચિહ્ન વપરાય છે. જેમ :—
મોહનભાઇ સુરત જવાના હતા; પરંતુ કામ હોવાથી આજે રોકાયા છે.

૩. પૂર્ણવિરામ—વાક્ય પુરૂં થાય છે ત્યારે તેને છેડે આ ચિહ્ન વપરાય છે. જેમ :—
બાળકોએ માબાપની આજ્ઞા માનવી જોઇએ.

૪. મહાવિરામ—અર્ધવિરામ કરતાં વધારે વિરામ બતાવવાને આ ચિહ્ન વપરાય છે. જેમ:—તે બિચારાને ફેફરાનું દરદ છે : ઘણો દુઃખી થાય છે.
કોઇ બાબતની સમજુતી કે વર્ણન આપવાનુ હોય ત્યારે મહાવિરામ અને ગુરૂરેખાથી બનેતું ચિહ્ન વપરાય છે આ ચિહ્નને વર્ણનરેખા કહે છે. જેમ :—

આબુનું વર્ણન ( નીચે પ્રમાણે છે ):—

૫. પ્રશ્ન ચિહ્ન—પ્રશ્ન પૂછવામાં આ ચિહ્ન વપરાય છે. જેમ:-
તમારા ભાઇ ક્યાં છે ?

૬. ઉદ્દગાર ચિહ્ન—મનનો ઉભરો કે લાગણી બતાવવામાં આ ચિહ્ન વપરાય છે, અને કેવળપ્રયોગી અવ્યયની પછી આ ચિહ્ન મૂકાય છે. જેમ :—
અરેરે ! તે બિચારાનું શું થશે !

૭. અવતરણ ચિહ્ન—કોઇના કહેલા શબ્દો તેના તેજ રૂપમાં બતાવવાને અને કોઇ શબ્દને શબ્દ તરીકે વાપરવાને આ

ચિહ્ન વપરાય છે. જેમ—શિક્ષકે કહ્યું, "છોકરાઓ સાચું બોલો."

૮. વિગ્રહ કે લઘુરેખા—શબ્દોને છુટા પાડવા હોય ત્યારે વપરાય છે. જેમ—મા-બાપ.

૯. ગુરૂરેખા—લઘુરેખા કરતાં આ રેખા મોટી છે માટે તેને ગુરૂરેખા કહે છે. વસ્તુના કેટલાક પ્રકાર છે તે કહ્યા પછી તેનાં નામ બતાવવામાં આ રેખા કે મહારેખા વપરાય છે. જેમ:—લોઢું ત્રણ જાતનું છે—ઘડતર, ભરત, ને પોલાદ. જાતિ ત્રણ છે—નર, નારી ને ન્યાન્યતર.

૧૦. કૌંસ—શબ્દનો અર્થ કે ખુલાસો બતાવવા સમજુતીના શબ્દ મૂકવા પડે છે ત્યારે આ ચિહ્ન વપરાય છે. જેમ—ત્યાં જીજ્ઞાસુ (નવું જાણવાની ઇચ્છાવાળા) જનોનાં ટોળાં એકઠાં થયાં હતાં.





# બાળકાવ્ય

અથવા

## બાળકો માટે કવિતા સંગ્રહ.

એ ચોપડીમાં અસલની હોપકૃત ગુજરાતી સાતે ચોપડીઓમાંથી કવિતાઓ ચુંટી કાઢી એક સંગ્રહ બનાવ્યો છે—જેથી તે અગાઉની જાણીતી કવિતાઓ જળવાઇ રહે છે.

મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાએ એ ચોપડીને ઇનામમાં આપવા માટે મંજુરયાત આપેલી છે.



દરેક બાળકોના હાથમાં એ ચોપડી હોવી જોઇએ.

હોમી, સોરાબની કુંપની,

પ્રગટ કરનારાઓ.

ચંદનવાડી, મુંબઇ, નં૦ ૨.

